પ્રકાશન નં. ૨૬

બિસ્મિહી તઆલા

# હાજીનો સાથી



-: સંપાદક :-

(મવ.) મુહમ્મદ ઈકબાલ 'ફલાહી' ખાનપૂરી (સા.)
નાઝિમેઆલા : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

-: પ્રકાશક :-

જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
જિ. ભરૂચ, (ગુજરાત, ઈન્ડિયા) પીન : ૩૯૨૧૫૦
☎ (૦૨૬૪૪) ૨૦૨૮૬/૨૦૭૮૬

لَبَّيْکَ اَللّٰهُمَّ لَبَّيْکَ

لَبَّيْکَ لَا شَرِيْکَ لَکَ لَبَّيْکَ

اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَکَ وَالْمُلْکَ

لَا شَرِيْکَ لَکَ

**લબ્બય્ક,અલ્લાહુમ્મ લબ્બય્ક**

**લબ્બય્ક લા શરીક લક લબ્બય્ક**

**ઈન્નલ્ હમ્દ વ ન્નિઅમત લક વલ મુલ્ક**

**લા શરીક લક**

હું હાજર છું,અય અલ્લાહ હું હાજર છું,
હું હાજર છું,તમારો કોઈ ભાગીદાર નથી,હું હાજર છું,
બધા વખાણ અને નેઅ્મતો તમારા માટે છે,અને મુલ્ક પણ
તમારો કોઈ ભાગીદાર નથી.

બિસ્મિહી તઆલા

# અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિ ર્રહમાનિર્રહીમ

# પ્રકાશકીય

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ وَالصَّلٰوةُ،
وَالسَّلَامُ عَلٰى سَيِّدِ الْاَنْبِيَاءِ وَالْمُرْسَلِيْنَ
مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ
وَمَنْ تَبِعَهُمْ بِاِحْسَانٍ، اِلٰى يَوْمِ الدِّيْنِ. اَمَّا بَعْدُ

હજ્જે બયતુલ્લાહ, એક અહમ ઈસ્લામી રૂકન છે. કુર્આને કરીમ અને હદીષે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં, વિવિધ જગાએ, વિવિધ પ્રકારે, તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, અરકાને ઈસ્લામમાં નમાઝ, ઝકાત, રોઝહનાં મસાઈલથી તો ઓછા – વત્તા પ્રમાણમાં, બધા જ મુસ્લિમો વાકિફ હોય છે, કારણ કે તેનાથી દરરોજ અથવા વરસમાં એકવાર પ્રત્યેક મુસ્લિમને અમલી સ્વરૂપે ગુજરવું પડે છે, જયારે હજ્જે બયતુલ્લાહની શા'ન કંઈક જુદી જ છે. ઝિંદગીમાં ફકત એક જ વાર, ચોકકસ વ્યાખ્યાના માલદારો ઉપર ફર્ઝ થતી આ ઈબાદતનાં મસાઈલથી બીજી ઈબાદતોના

મસાઇલ કરતાં, પ્રમાણમા વધૂ પડતી અજાણતા – અભણતા જોવા–જાણવામાં આવે છે.

જામિઅહ ઉલૂમુલ કુર્આનના ના'ઝિમેઆલા હઝરત મવલાના મુહમ્મદ ઈકબાલ 'ફલાહી' સાહેબે આ વિષયના તલસ્પર્શી અભ્યાસ અને જાત અનુભવને આધારે, નવા સંજોગો, નવા હાલાત, નવી અડચણો, અને નવી ઊભી થયેલ જરૂરતોને ધ્યાનમાં લઈ, એક સુંદર અને સરળ કિતાબનું સંપાદન કર્યુ છે, જેમાં હજ્જે બયતુલ્લાહની સીધી સાદી તરકીબ તથા અતિઆવશ્યક એવા મસાઈલ વર્ણવવામાં આવ્યા છે અને બિનજરૂરી લંબાણ તથા અનાવશ્યક મસાઈલ છોડી દેવામાં આવ્યા છે. કિતાબના સંપાદન અને તરતીબમાં વિશેષરૂપે આ વાતનું ધ્યાન રાખવામાં આવ્યું છે કે કિતાબ હજ્જે બયતુલ્લાહની ગાઈડબુક નહિ, પણ હાજીનો ગાઈડ સાબિત થાય અને એટલે જ આ કિતાબનું નામ "હાજીનો સાથી" રાખવામા આવ્યું છે, અલહમ્દુલિલ્લાહ, આ રીતે તૈયાર કરવામાં આવેલ કિતાબ તેના વિષય ઉપર, ઘણી જ લાભદાયક અને માહિતીસભર પુરવાર થશે અને હાજી લોકોનો સાચો અને સંપુર્ણ રેહબર (માર્ગદર્શક) સાબિત થશે. ઈન્શાઅલ્લાહુ તઆલા.

અત્રે ઉલ્લેખનીય છે કે મવલાના મવસૂફે આ જ વિષય ઉપર, વધુ વિગત સાથે બીજી એક કિતાબ "હજ્જ

અને ઉમરહ : 'ફલાહી'ના હમરાહ'' નામક પણ સંપાદન કરી છે, તેનો અભ્યાસ કરવો પણ દરેક હાજી માટે અતિ આવશ્યક છે.

સાચે જ, મવલાના મુહમ્મદ ઈકબાલ સાહેબ મુબારકબાદીના મુસ્તહિક અને અભિનંદનનાં હકદાર છે. હક તઆલા એમને જામિઅહ ઉલૂમુલ કુર્આન, પ્રકાશન વિભાગ, તથા મુસ્લિમ સમાજ તરફથી આવી અનુકરણીય સેવા કરવા બદલ દારૈનમાં બેહતરીન બદલો અર્પણ કરે. આમીન !

અંતે ઉમ્મતે મુસ્લિમહની સેવામાં, આ નવલુ નજરાણુ અર્પણ કરતી વેળાએ સૌને પોતાના મર્હૂમીનના ઈસાલે સવાબ માટે, આવી પ્રાણવાન કિતાબો છપાવી, જામિઅહના પ્રકાશન વિભાગને કાર્યરત રાખવાની અપીલ કરું છું. ફકત વ સ્સલામ

(હઝ. મવ. મુફતી) અહમદ દેવલ્વી (સા.,દા.બ.)
ખાદિમે જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબૂસર
તા. જબૂસર જિ. ભરૂચ (ગુજરાત– ઈન્ડિયા)
૮, શઅ્બાનુલ્ મુઅઝઝમ ૧૪૨૧, હિજરી
૫, નવેમ્બર ૨૦૦૦, ઈસ્વી

બિસ્મિહી તઆલા

# સંપાદકનું નિવેદન

નહ્‌મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.

અમ્મા બાદ :

ઈસ્લામ ધર્મનાં પાંચ અરકાનો પૈકી આખિરી (અંતિમ) અને તકમીલી (સમાપ્તિકર્તા) રૂકન હજ્જે બયતુલ્લાહ છે.

હજ્જની ફર્ઝીયતનો હુકમ, માન્ય રિવાયત મુજબ, સન હિજરી ૯માં આવ્યો, અને સન હિજરી ૧૦માં, એટલે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાતનાં ફકત ત્રણ મહિના પહેલાં, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ , સહાબએ કિરામ (રદિ.)ની એક મોટી જમા'ત સાથે, હજ્જ અદા ફરમાવી, જે ઈતિહાસનાં પાને, ''હજ્જતુલ વદાઅ્‌''નાં નામથી પ્રખ્યાત છે. આ જ હજ્જતુલ વદાઅ્‌માં, અરફાતનાં મૈદાનમાં, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર :

اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَ اَتْمَمْتُ

عَلَيْكُمْ نِعْمَتِىْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا .

"આજે મેં તમારા માટે, તમારા દીનને, મુકમ્મલ (પરિપૂર્ણ) કર્યો, અને તમારા ઉપર મારી નેઅ્મતોને સંપૂર્ણ કરી, અને તમારા માટે, ઈસ્લામ ધર્મથી રાઝી થઈ ગયો."(સુરતે માઈદહ)ની આયત નંબર ૩ ઉતારવામાં આવી, જેમાં ઉપરોકત વાતનો લતીફ ઈશારો આપવામાં આવ્યો કે હજ્જે બયતુલ્લાહ,ઈસ્લામનો અંતિમ આદેશ છે.

હજ્જે બયતુલ્લાહની અદાયગી માટે જતા હાજી લોકો જેઓ પોતાનો માલ, જાન, અને સમય જેવી કીમતી વસ્તુઓ લગાવી, એક મુબારક અમલ કરવા નીકળે છે, તેમનો આવો ઉચ્ચતમ્ અમલ, અને જાની – માલી ઈબાદત, સાચા અર્થે અદા થઈ જાય, તેમનો માલ – જાન – સમય ખરા રસ્તે લાગી જાય, અને વધૂ પડતા કેસોમાં, જીવનમાં એક જ વાર મળતો, આવો સોનેરી મૌકો, વેડફાઇ ના જાય, અને શરઈ વ્યાખ્યામાં, હાજી બની દરેકની હજ્જ, તેમના વીતી ગયેલ જીવનનો કફફારો, અને શેષ જીવનમાં, દીનદારી પયદા થવાનું માધ્યમ બને, તેવા નેક અને ઉત્તમોત્તમ આશયે ઉલમાએ કિરામે પોતપોતાના સમયગાળામાં લોકોની જરૂરીયાત – મસાઈલ અને વખતની માંગાનુસાર કિતાબો લખી અને

જે તે વખતમાં તે કિતાબોથી ઉમ્મતે મુસ્લિમહએ ફાયદો ઉઠાવ્યો અને અલ્લાહનાં અસંખ્ય બંદાઓએ તેની રોશનીમાં હજ્જે મબરૂર અદા ફરમાવી. પરંતુ, અમુક બાબતોમાં ત્યારે અને અત્યારેનો, સ્પષ્ટ ફરક દેખાઈ આવે છે અને બદલાતા સમયનાં નવા હાલાતે નવીન માર્ગદર્શનની જરૂરત ઉભી કરી દીધી છે. ૨૫–૫૦ વરસ પહેલાં લખાયેલ કિતાબો તે વખતના ચોકકસ હાલાત અને મસાઈલને સામે રાખી લખવામાં આવી હતી, તેમાંથી વધુ પડતા મસાઈલ હવે પેશ આવતા જ નથી, યા તેની જગાએ નવા મસાઈલ પૈદા થઈ ગયા છે. વળી અમુક કિતાબોમા દરેકે દરેક અમલ તથા વિષયનાં એટલા બધા જરૂરી – બિન જરૂરી મસાઈલ લંબાણપુર્વક વર્ણવવામાં આવ્યા છે, કે સામાન્ય દીની જ્ઞાન ધરાવતાં માણસ માટે તેને સમજવાની મથામણમાં હજ્જની સીધી સાદી તરકીબ શીખવા – સમજવાનું અસલ કામ જ કપરૂં થઈ જાય છે.

અહકરે ''હજ્જ અને ઉમરહ: 'ફલાહી'નાં હમરાહ'' નામક એક કિતાબનું સંપાદન કર્યું છે, જેમાં હાજીને તેનાં ઘરેથી નીકળી પરત આવતા સુધીની સીધી સાદી તરતીબ, જરૂરી અને આવશ્યક મસાઈલ લખી દેવામાં આવ્યા છે, અને તરતીબ એ રીતે આપવામાં

આવી છે, કે જાણે, એક મુઅલ્લિમ અથવા આલિમ, તેમની આંગળી પકડીને હજ્જે બયતુલ્લાહ માટે લઈ જાય છે. જગાએ જગાએ, જરૂરી એવી સમજ આપે છે, ગેર સમજો ને દૂર કરે છે. ખતરાઓથી વાકિફ કરે છે, નુકસાનની બાબતો સમજાવે છે, અને સમય – સ્થળ તથા અમલની ફઝીલત – નજાકત અને અહમિયતની સંભાળ સાથે, તેને ટોકતો રહે છે અને એ વાતનું વિશેષરૂપે ધ્યાન રાખે છે, કે કોઈ પણ રીતે, કોઈ પણ ભોગે, તેની હજ્જ, કીમતી સમય, અને માલ વેડફાઇ ન જાય અને હજ્જની ખરી બરકતો અને નૂરાનિય્યત પ્રાપ્ત કરવામાં લેશ માત્ર ઊણો ન ઉતરે. મકસદ એટલો જ છે, કે અલ્લાહના બંદાઓ, આ અહમ ફર્ઝ અને રૂકને ઈસ્લામીની સાચી અહમિય્યત પારખી – સમજીને તેની અદાયગીનો હક અદા કરે. અને તેમની હજ્જ અલ્લાહના દરબારમાં મકબૂલ – મબરૂર સાબિત થાય.

હાજીઓની જરૂરત ને ધ્યાનમાં રાખી કિતાબમાં જરૂરી અરબી ભાષાનાં શબ્દો, વાતચીત તથા ચીઝ વસ્તુઓનાં નામો લખવામાં આવ્યા છે, જેથી અરબ દેશમાં પડતી ભાષાકીય તકલીફોનું નિવારણ શકય બને. વળી મદીનહ મુનવ્વરહમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં હક્કોની અદાયગી ના પ્રયાસ માટે,

કિતાબના અંતે ચાળીસ દુરૂદ શરીફનો વધારો કરવામાં આવ્યો છે., જેથી મદીનહ મુનવ્વરહની હાજરીમાં, તેનો વિર્દ કરી શકાય.

માટે ઉપરોકત વિગતે લખાયેલ કિતાબને વાંચી, તેનાથી ભરપૂર ફાયદો ઉઠાવવા ખાસ વિનંતી છે.

ઉપરોકત કિતાબના લખાણથી ફારિગ થયા બાદ અહકરે મહૂમ હઝરત મવલાના યાકૂબ શૈખ સાહબ યુ.કે.વાસી (જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસરના મર્હૂમ ટ્રસ્ટીએ મુહતરમ)થી કિતાબના સંપાદન વિશે વાત ચીત કરી હતી તો મવસૂફે પોતાના તરફથી, ઉપરોકત કિતાબ છપાવી આપવાની ઓફર ફરમાવી હતી અને સાથે સાથે ફરમાવ્યું હતું કે હજ્જના વિષય પર  એક કિતાબ પોકેટ સાઈઝની પણ હોય તો વધારે સારુ જેને હાજી હરહંમેશ પોતાની પાસે રાખી શકે. તો અહકરે હઝરત મર્હૂમ (રહ.)ના આદેશને માન આપી મઝકૂર કિતાબને ટૂંકાવીને એક પોકેટ સાઈઝની કિતાબ પણ તૈયાર કરી, જે થી હજ્જનો ઈરાદો રાખનાર હાજી હજ્જ પહેલાં પોતાના વતનમા જયાં પણ જાય અથવા સફર કરે તો આ નાની કિતાબને પોતાની સાથે રાખે અને વિગતે લખાયેલ કિતાબ''હજ્જ અને ઉમરહ : 'ફલાહી'ના હમરાહ''થી સમજેલી બાબતોને યાદ રાખવામાં આ નાની કિતાબથી

મદદ મળે અને કોઈ વસ્તુમાં વિગતની જરૂરત પડે ત્યારે ઘેર જઈ ''હજ્જ અને ઉમરહ : 'ફલાહી'ના હમરાહ''માં જોઈ શકે. એટલા જ માટે, આ કિતાબનું નામ ''હાજીનો સાથી'' રાખવામાં આવ્યું છે.

આ કિતાબોથી લાભાન્વિત થનાર પ્રત્યેક હાજી સાહેબથી ''ફલાહી'' માટે પ્રત્યેક પળે, પવિત્ર સ્થાને, મકબૂલિય્યતની હર ઘડીએ ખાસ દુઆઓની દરખ્વાસ્ત છે.

ફકત વસ્સલામ

મુહમ્મદ ઈકબાલ ''ફલાહી'' ખાનપૂરી

નાઝિમેઆ'લા : જામિઅહ ઉલૂમુલ કુર્આન

બાયપાસ રોડ, મુ.પો. જંબુસર જિ. ભરૂચ

بسم الله الرحمن الرحيم

# હજ્જનું ફર્ઝ હોવું અને હજ્જના પ્રકારો

અલ્લાહ તઆલાનું ફરમાન છે :

﴿وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ الْبَيْتِ مَنِ اسْتَطَاعَ إِلَيْهِ سَبِيلًا ۚ وَمَنْ كَفَرَ فَإِنَّ اللّٰهَ غَنِيٌّ عَنِ الْعٰلَمِينَ﴾ (سورۂ آل عمران، ۹۷)

(અલ્લાહની પ્રસન્તા માટે અલ્લાહના ઘરની હજ્જ તે લોકો માટે ફરજિયાત છે, જેઓ હજ્જ સફર માટે સક્ષમ હોય અને જો કોઈ ઈન્કાર કરશે તો (જાણી લો કે) અલ્લાહ તઆલા તમામ જગતોથી બેપરવા છે.)

હુઝૂરે અકદસ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

'' ઈસ્લામનો પાયો પાંચ વસ્તુઓ ઉપર નાંખવામાં આવ્યો છે :

(૧) અલ્લાહના એકમાત્ર મઅ્બૂદ હોવાની ગવાહી આપવી,

(૨) નમાઝ કાયમ કરવી,
(૩) ઝકાત અદા કરવી,
(૪) બયતુલ્લાહની હજ્જ કરવી,
(૫) રમજાન શરીફનાં રોઝહ રાખવા.

હજ્જ ફર્ઝે ઐન છે. ઝિંદગીમાં એક વખત તેવા તમામ લોકો ઉપર ફર્ઝ છે :

☆ જેમને અલ્લાહ તઆલાએ એટલો માલ આપ્યો હોય, કે પોતાના વતનથી મકકા શરીફ સુધી જવા–આવવા પર કાદિર હોય,

☆ અને પોતાના બાલ બચ્ચાઓનો તથા જેમનો ખર્ચ તેના શિરે હોય તેવા બધા લોકોનો હજ્જમાંથી પરત આવતા સુધીનો ખર્ચ વેઠી શકતો હોય,

☆ હાં, શરત એ છે કે પોતે તંદુરસ્ત હોય, અને હજ્જનો સફર કરી શકતો હોય,

☆ અને રસ્તામાં અમન હોય,ખતરો ના હોય,

☆ જો ઓરત હોય, તો તેણીની સાથે પતિ અથવા મહરમનું હોવું જરૂરી છે.

☆ જયારે હજ્જ ફર્ઝ થઈ જાય,તો શકય એટલી જલ્દી અદા કરવામાં આવે અને આવતા વર્ષ પર ઠેલવવામાં ન આવે.

 હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :" જે માણસ હજ્જનો ઈરાદો રાખતો હોય, તેણે હજ્જ કરવામાં જલ્દી કરવી જોઈએ."(અબૂદાવુદ શરીફ )

 કોઈનાં મા–બાપ તેની ખિદમતના મુહતાજ હોય, અથવા કોઈનું કર્ઝ હોય તો મા–બાપથી, અને જેનું કર્ઝ છે, તેનાથી રજા લઈ લેવી જરૂરી છે. વગર ઈજાઝતે હજ્જ કરવી મકરૂહે તહરીમી છે. હા, જો મા–બાપ ખિદમતના મુહતાજ ના હોય, તો તેમની ઈજાઝત લેવી જરૂરી નથી, પણ સારું આ છે કે તે છતાં ઈજાઝત લઈ લે.

 *ઓરત હજ્જ માટે જાય, તો તેણી સાથે તેણીનો ધણી કે કોઈ એવો સંબંધી માણસ, જેની સાથે હંમેશના માટે નિકાહ જાઈઝ નથી, જેમકે બાપ, કાકા, ભાઈ, છોકરો, અથવા દૂધ શરીક ભાઈ તથા સસરા વગરેનું હોવું જરૂરી છે. મહરમ વગર સફર કરવું જાઈઝ નથી, જો સફર કરશે તો ગુનેહગાર થશે. ભાઈ અથવા પોતાનો છોકરો હોય તો તેમનું આકિલ બાલિગ (અથવા બુલૂગના કરીબ) હોવું પણ જરૂરી છે, અને જો મહરમ ના હોય, તો એવી હાલતમાં ઓરતે ઈન્તિજાર કરવો જોઈએ, અને જયારે તેને શરીઅતના હુકમ પ્રમાણે કોઈ સાથી મળી*

*જાય તો પોતે હજ્જ કરે, નહિ તો પછી બીજાથી હજ્જ કરાવે અથવા વસિય્યત કરતી જાય.*

જેઓ હજ્જ ફર્ઝ હોવા છતાં હજ્જ માટે નથી જતા તેઓ તો તંબીહના કાબિલ છે જ, પણ જે લોકો હજ્જના અહકામ શીખ્યા વગર, અને આ મહાન ઈબાદતનાં જરૂરી આદાબ જાણ્યા વગર હજ્જ માટે ચાલ્યા જાય છે, તેઓ પણ તંબીહના કાબિલ છે. કેટલા અફસોસની વાત છે, કે માણસ આટલી મોટી રકમ ખર્ચ કરીને, પોતાના વતન, અહલો અયાલ અને કારોબાર છોડીને જાય, અને મસ્અલાઓથી વાકિફ ના થાય. બધા જ જાણે છે, કે શીખ્યા વગર કોઈ વસ્તુ આવડતી નથી ! પરંતુ આ કેટલી નાદાની છે, કે જે ફર્ઝ ઈબાદત ઝિંદગીમાં મોટે ભાગે ફકત એકવાર નસીબ થાય છે, તેને અદા કરવા નિકળ્યા હોય, તેને પણ શીખવાનો, અને દિલમાં અલ્લાહ અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત વસાવવાનો અને ઈશ્કો મુહબ્બતનાં જઝબાત પૈદા કરવાનો જરા પણ એહતિમામ ના કરે.

 સૌ પ્રથમ પોતાનાં બધાં નાના મોટા ગુનાહોથી તૌબા કરો તૌબાની મુસ્તહબ રીત આ છે, કે પહેલાં ગુસ્લ કરો, ગુસ્લની હિંમત ના હોય તો વુઝૂ કરો ત્યાર પછી બે

રકા'ત નમાઝ તૌબાની નિય્યતથી પઢો, નમાઝ પછી દુરૂદ શરીફ પઢો અને ત્યાર પછી તૌબા અને ઈસ્તિગફાર કરો.

તૌબામાં ત્રણ કામો કરવા જરૂરી છે :

(૧) ભૂતકાળમાં કરેલા ગુનાહો પર પસ્તાવો અને કજા તથા બદલો ચૂકવી શકાતો હોય તેવા ગુનાહો અને હકકોનો બદલો ચૂકવવો,

(૨) વર્તમાનમાં આ ગુનાહોને ત્યજી,

(૩) ભવિષ્યમાં ન કરવાનો પાકો ઈરાદો કરવો.

બાલિગ થયા પછી જે નમાઝો કજા થઈ ગઈ હોય, તે નમાઝોનો અંદાઝો લગાવીને કજા કરો, અને યાદ રાખો, કે હવે પછીથી કોઈ નમાઝ કજા ના થવા પામે. જો ગફલતના કારણે એક નમાઝ પણ કજા થશે, તો યાદ રાખો, કે બયતુલ્લાહમાં સો નફલ પઢશો તો પણ તેની તલાફી (ભરપાઈ) નહિ થઈ શકે. કજા નમાઝ પઢવા માટે કોઈ ટાઈમ નકકી નથી. મકરૂહ ટાઈમોને છોડીને જયારે પણ ફુરસદ હોય, વુઝૂ કરીને એક દિવસની ફર્ઝ અને વાજિબ (વિત્ર) મિલાવીને કુલ (૨૦) રકા'તો પઢી લો. એવી રીતે પોતાની છુટેલી બધી જ નમાઝોનો અંદાઝો લગાવી તેની કજા કરો.

માલની ઝકાત ન આપી હોય, તો હિસાબ કરી

ઝકાત આપી દો. અલ્લાહના બંદાઓના જે હુકૂક આપના ઝિમ્મે હોય, જેમકે કોઈનો હક માર્યો હોય, કોઈને સતાવ્યો હોય, આ બધાથી પોતાનો મા'મલો સાફ કરો. કોઈનું કર્ઝ અથવા હક ઝિમ્મે બાકી હોય, તો અદા કરો અને ઝબાન અથવા હાથથી કોઈને તકલીફ આપી હોય, ગીબત કરી હોય, તો માફી માંગો. જેનો માલી હક ઝિમ્મે બાકી હોય અને તે મરણ પામ્યો હોય, તો તેના શરઈ વારિસોને તે હકક અદા કરો, અથવા તેમનાથી સહીહ પધ્ધિતિએ માફ કરાવી લો.

કોઈની અમાનત તમારી પાસે હોય અથવા કોઈની પાસે તમો કર્ઝ માંગતા હોય અથવા બીજાનું કર્ઝ તમારા શિરે હોય વગેરે વગેરે, તો વિગતવાર એક વસીય્યતનામું લખી લેવું જોઈએ, અને કોઈ દીનદાર માણસને પોતાનો કાઈમ મુકામ બનાવી આપવો જોઈએ.

યાદ રાખો, ઘરેથી નીકળતી વેળા ખૂશખુશાલ નીકળો, ગમગીન અને માયૂસ મોઢે ના નીકળો, કારણ કે આ સફર ખૂશી ખૂશી જવાનો સફર છે.ઘરેથી નીકળતા પહેલાં તેમજ નીકળ્યા પછી થોડો સદકહ કરી આપો અને ઘરમાં તથા પોતાના મહોલ્લાની મસ્જિદમાં બે રકા'ત નમાઝ પઢો. પહેલી રકા'તમાં સૂરએ કાફિરૂન અને બીજી

રકા'તમાં કુલ હુવલ્લાહુ અહદ...પઢો અને સલામ પછી આયતુલ કુર્સી અને લિઈલાફિ કુરયશ... પઢો અને અલ્લાહ તઆલાથી સફરમાં મદદ તેમજ આસાની માટે દુઆ માંગો.

સગાવહાલા, દોસ્તો અને પડોશીઓ વગેરેથી માફી માંગો, દુઆની દરખાસ્ત કરો અને મુસાફહો કરો. હજ્જમાં જતી વખતે ઉપરોકત માણસોને મળીને જવું જોઈએ, અને હજ્જમાંથી પાછા આવો ત્યારે, ઉપરોકત માણસોએ, આવનાર હાજી સાહેબને મળવા જવું જોઈએ.

જો તમને યાદ હોય તો ઘરેથી નીકળતી વેળા આ દુઆ પઢો.

بِسْمِ اللّٰهِ اٰمَنْتُ بِاللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ

وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ

'' બિસ્મિલ્લાહી, આમન્તુ બિલ્લાહિ, તવક્કલ્તુ અલલ્લાહિ, વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ''

(હું અલ્લાહનું મુબારક નામ લઈને, એનો ઈકરાર કરું છું, કે મારું આપ ઉપર પૂરું ઈમાન અને પૂરો

ભરોસો છે અને યકીની વાત છે કે આપના હુકમ સિવાય એક પત્તું પણ હલી નથી શકતું, બસ તમારા સહારે અને તમારા ભરોસે જઈ રહયો છું.)

અને જો ઉપરોકત દુઆ યાદ ના હોય તો,

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

(બિસ્મલ્લાહી ર્રહમાનિ ર્રહીમ) પઢો.

જયારે સવારી પર સવાર થાઓ તો પહેલાં જમણો પગ મુકો, જમણી બાજુ બેસો અને સવાર થયા પછી આ દુઆ પઢો:

سُبْحَانَ الَّذِيْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِيْنَ وَاِنَّآ اِلٰى رَبِّنَا لَمُنْقَلِبُوْنَ

"સુબ્હાન લ્લઝી સખ્ખર લના હાજા વમા કુન્ના લહૂ મુકરિનીન, વ ઈન્ના ઈલા રબ્બિના લમુન્કલિબૂન"

(તે જાત પાક છે, જેણે આ સવારીને અમારા કન્ટ્રોલમાં કરી આપી અને અમારા અંદર એને કંન્ટ્રોલ કરવાની તાકત ના હતી અને અમો અમારા પરવરદિગાર તરફ પાછા જવાના છે.)

# એહરામ

જયારે ''એહરામ'' બાંધવાનો ઈરાદો હોય (સમય આવે) તો પહેલાં હજામત કરાવો, નખ કાપો, ડૂટીથી નીચેના તેમજ બગલના બાલ સાફ કરો.અમુક લોકો એહરામની હાલતમાં હોય છે અને એમની બગલના નીચેના બાલ એટલા મોટા હોય છે, કે જાણે મહિનાઓથી કપાવ્યા જ નહિ હોય. જો ડુટીની નીચેના બાલની હાલત પણ આવી જ હોય, તો ઘણું જ બુરૂ કહેવાય. દર અઠવાડીયે બાલ સાફ કરી લેવા મુસ્તહબ છે, અને ૧૫ (પંદર) દિવસે તો સાફ કરી જ લેવા જોઈએ. ચાળીસ દિવસથી વધારે મુદત સુધી, બગલ તથા ડુટી નીચેના બાલ સાફ ન કરવા, મકરૂહે તહરીમી છે, માટે એહરામ પહેલા એનો ખ્યાલ રાખવો. જો ઔરત સાથે હોય તો સુહબત કરવી પણ મુસ્તહબ છે. પછી એહરામની બાંધવાની નિય્યતથી ગુસ્લ કરો, જેમાં સાબૂન વગેરે લગાવી, ખૂબ સફાઈ થઈ જાય, એ રીતે ગુસ્લ કરો, સીવેલા કપડાં કાઢી નાખો, અને એક ચાદર નીચે બાંધી લો અને બીજી ચાદર ઓઢી લો. આ બંને ચાદરો સફેદ હોય તો વધારે સારૂ, ખૂશ્બૂ લગાવી લો પણ એવી ખૂશ્બૂ

ના લગાવો, જેનું જિસ્મ હોય, એટલે કે જે વસ્તુથી થી ખૂશ્બૂ બનાવવામાં આવી છે તે પદાર્થ બાકી રહે. (આનું કારણ એ બતાવવામાં આવ્યું છે, કે કદાચ કોઈ વાર આખું એહરામ ઉતાર્યુ, અને પછી ફરીવાર પહેર્યુ, તો જિનાયત થયેલી ગણાશે, અને દમ વાજિબ થશે.)

માશાઅલ્લાહ આપે ગુસલથી ફારિગ થઈ, એહરામ બાંધી લીધું, પણ હજુ સુધી આપ એહરામમાં દાખલ થયા નથી, કારણ કે એહરામની નિય્યત કરવાની બાકી છે. નિય્યત પછી જ એહરામમાં દાખલ થવાય છે.

(એ પણ યાદ રહે કે ઓરતોનું એહરામ પહેરેલા કપડાં જ છે તેમજ ઓરતો માથું ઢાંકી શકે છે, પણ મ્હોં (ચહેરો) હંમેશા ખુલ્લો રાખવો જરૂરી છે, ભલે બુરકો પહેર્યો હોય.)

હવાઈ જહાઝથી જનાર હાજી લોકો, "અહમદાબાદ" અથવા "મુંબઈ" થી એહરામ બાંધી લે.

હવે આપે બે રકા'ત નમાઝ પઢવાની છે, એટલો ખ્યાલ રાખવો જરૂરી છે કે મકરૂહ ટાઈમ ના હોય. અને બે રકા'ત નમાઝ મર્દોએ પણ માથું ઢાંકીને જ પઢવાની છે, ચાહે ટોપી પહેરે, અથવા એહરામની ચાદરથી પોતાનું માથું ઢાંકી લે.

પહેલી રકા'તમાં "કુલ્ યા અય્યુહલ કાફિરૂન"

અને બીજી રકા'તમાં "કુલ હુવલ્લાહુ અહદ" પઢો અને સલામ ફેરવ્યા પછી, કિબ્લહ રૂખ બેસીને પોતાનું માથું ખોલી નાખો, અને તેજ જગાએ બેસીને એહરામની નિય્યત પણ કરી લો. નિય્યત કરતાં પહેલા એટલું સમજી લો કે હજ્જના ત્રણ પ્રકાર છે. (૧) "હજ્જે ઈફરાદ", જેમાં એહરામ વખતે ફકત હજ્જની નિય્યત કરવામાં આવે છે, (૨) "હજ્જે કિરાન", જેમાં એહરામ વખતે હજ્જ અને ઉમરહ, બંનેની એક સાથે નિય્યત કરવામાં આવે છે(૩) "હજ્જે તમત્તુઅ", જેમાં એહરામ વખતે ફકત ઉમરહની નિય્યત કરવામાં આવે છે અને મકકહ શરીફ પહોંચીને, ઉમરહ કર્યા પછી, એહરામ ખોલી નાખવામાં આવે છે અને ૮ ઝિલ્હજ્જના ફરીવાર મસ્જિદે હરામથી હજ્જ માટેનું એહરામ બાંધવામાં આવે છે. જયારે કે પહેલી અને બીજી રીતમાં, જયાં સુધી હજ્જથી ફારિગ ના થાય ત્યાં સુધી એહરામ બાકી જ રહે છે અને એહરામની બધી જ પાબંદીઓ નિભાવવી પડે છે, જેનું નિભાવવું આમ લોકો માટે ઘણું મુશ્કિલ છે, અને લગભગ આવું બને છે કે, લોકો એવા કામો અને એવી વાતો કરી બેસે છે, જે એહરામની હાલતમાં મના છે. એટલા માટે આજ કાલ અવામને આ બંને સૂરતો ઉપર અમલ ન કરવાનો મશ્વરો આપવામાં આવે છે અને કહેવામાં આવે છે કે તમો ત્રીજા

નંબરની રીત જ અપનાવો, એટલે કે એહરામ બાંધીને ''હજ્જે તમત્તુઅ''ની જ નિય્યત કરો અને એટલા માટે આ કિતાબમાં પહેલા ''હજ્જે તમત્તુઅ''ની વિગતો આપવામાં આવી છે. તે છતાં કોઈ '''હજ્જે ઈફરાદ'' અથવા ''હજ્જે કિરાન'' ની નિય્યત કરે તો એ બંનેના મસાઈલ પણ, આ કિતાબના પેઈજ નંબર એકસો પંદર (૧૧૫) ઉપર આપવામાં આવ્યા છે, ત્યાં જોઈ લેવા વિનંતી છે :

ખૈર, આપ બે રકા'તથી ફારિગ થઈ, માથું ખોલી, નિય્યત કરી રહયા છો, તો આ પ્રમાણે નિય્યત કરો.

اَللّٰهُمَّ اِنِّى اُرِيْدُ الْعُمْرَةَ فَيَسِّرْهَا لِىْ وَتَقَبَّلْهَا مِنِّى

'' અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુલ્ ઉમરત, ફયસ્સિરહા લી, વ તકબ્બલ્હા મિન્ની.''

''ઓ અલ્લાહ ! હું ઉમરહની નિય્યત કરું છું આપ મારા માટે ઉમરહને આસાન ફરમાવો અને મારા ઉમરહને કબૂલ ફરમાવો.''

ત્યાર પછી, મર્દો ઊંચા અવાજે અને ઔરતો નીચા અવાજે નીચે પ્રમાણે તલબિયહ પઢે :

لَبَّیْکَ اَللّٰھُمَّ لَبَّیْکَ
لَبَّیْکَ لا شَرِیْکَ لَکَ لَبَّیْکَ
اِنَّ الْحَمْدَ وَ النِّعْمَةَ لَکَ وَ الْمُلْکَ،
لا شَرِیْکَ لَکَ

લબ્બય્ક,અલ્લાહુમ્મ લબ્બય્ક
લબ્બય્ક લા શરીક લક લબ્બય્ક
ઈન્નલ્-હમ્દ વ ન્નિઅ્મત લક વલ્મુલ્ક,
લા શરીક લક

હું હાજર છું, હે અલ્લાહ હું હાજર છું, હું હાજર છું,આપનો કોઈ જ ભાગીદાર નથી,હું હાજર છું, બેશક બધા વખાણ અને નેઅ્મતો ફકત તમારા માટે જ છે,અને મુલ્ક પણ, તમારો કોઈ જ ભાગીદાર નથી.

આ શબ્દોને "તલબિયહ" કહેવામાં આવે છે, આ "તલબિયહ" "હજ્જ" તથા "ઉમરહ"નો ખાસ ઝિક્ર છે. 'તલબિયહ"માંથી કોઈ શબ્દ ઓછો કરવો મકરૂહ છે. "તલબિયહ" પઢવાની સાથે જ હવે તમો એહરામમાં દાખલ થઈ ગયા, જેવી રીતે કે તકબીરે તહરીમહ ( اَللّٰہُ

اَكْبَر) "અલ્લાહુ અકબર" કહેવાથી, નમાઝમાં દાખલ થઈ જાઓ છો.

(ઓરતને જો માસિક આવતું હોય તો ગુસ્લ અથવા વુઝૂ કરી લે, એહરામ માટે સીવેલા કપડાં પહેરીને મુસલ્લહ ઉપર બેસી જાય, નમાઝ ન પઢે, ફકત ઉમરહની નિય્યત કરે, અને તલબિયહ પઢે એટલે એ પણ એહરામમાં દાખલ થઈ જશે.)

આ "તલબિયહ" હાજીઓનું ખાસ તરાનું છે, "તલબિયહ" પઢતી વખતે, અલ્લાહને હાજિર નાઝિર સમજીને સીધા અલ્લાહ તઆલાથી વાતો કરતા હોય તેમ શોખ તથા ડર સાથે વારંવાર એનું રટણ કરો.

હવે "તલબિયહ" જ તમારા માટે બેહતર ઝિક્ર છે, હજ્જમાં 'તલબિયહ"નો તે જ દરજો છે, જે દરજો નમાઝમાં "તકબીર"નો છે. પણ બુમો પાડી પઢવાથી પરહેઝ કરવું, પોતે સાંભળી શકે એટલા ઉચા અવાજ થી પઢવું.દરેક નવી હાલત થવા પર, 'તલબિયહ" કહેવું મુસ્તહબ છે, જેમકે સવારી ઉપર સવાર થાઓ, સવારીનો રસ્તો બદલો, ફજર તુલૂઅ થાય, સુતેલા હોય અને આંખ ખૂલે, એવીજ રીતે ફર્ઝ અને નફલ નમાઝો પછી , જયારે

કોઈને મળો, કોઈ ઊંચી જગાએ ચઢો અથવા કોઈ નીચી જગાએ ઉતરો, દરેક હાલતમાં 'તલબિયહ'' પઢતા રહો, અને ઓછામાં ઓછા ત્રણ વખત પઢો, અને પઢતી વખતે કોઈનાથી વાત ના કરો,પછી જે ચાહો તે દુઆ માંગો.

તમો હવે મુહરિમ થઈ ગયા, એટલે તમારા માટે નીચેના કામો કરવાની મનાઈ છે.

(૧) પોતાની પત્ની સાથે હમબિસ્તરી અથવા ચુંબન કરવું .
(૨) પુરૂષે સીવેલા કપડાં પહેરવા.
(૩) માથું અને મ્હોં ઢાંકવું (ઔરતો માથું ઢાંકી શકે છે.)
(૪) એવા બૂટ પહેરવા, કે જેનાથી પગનું વચ્ચેનું હાડકું ઢંકાઈ જાય. (ઓરતો પહેરી શકે છે.)
(૫)હજામત બનાવવી :
(૬) નખ કાપવા :
(૭) ખુશ્બૂ લગાવવી :

''હજ્જ'' અને ''ઉમરહ''ના સિલસિલાનો પહેલો અમલ આ ''એહરામ'' જ છે, અને હવે મકકહ મુઅઝઝમહ પહોંચતા સુધી, આપને કોઈ ખાસ અમલ કરવાનો  નથી, બસ ''એહરામ''ની પાબંદીઓ નિભાવો અને પોતાના અંદર અલ્લાહનો ડર અને ખૌફ, ઈશ્ક અને

મુહબ્બત પૈદા કરીને, ખૂબ ખૂબ "તલબિયહ" પઢતા રહો. આ ટાઈમે ઈશ્કો-મુહબ્બત અને ખૌફની જેટલી કૈફિયત તમારા અંદર પૈદા થશે, તે જ અસલ ઈબ્રાહીમી મીરાસ છે, અને એ જ હજ્જ તથા ઉમરહની રૂહ છે.

અને આ કેફિયત કેમ પેદા ન થાય, જયારે કે જમીન અને આકાશોનો માલિક પોતાના મહાન ઘરથી પ્રતિપળ આપને નઝદીક લઈ જઈ રહયો હોય !

હવે આખરે હવાઈ જહાઝમાં સવાર થવાનો મુબારક ટાઈમ આવી ગયો, જયારે હવાઈ જહાઝ રવાના થાય ત્યારે આ દુઆ પઢો :

بِسْمِ اللّٰهِ مَجْرٖهَا وَمُرْسٰهَا

اِنَّ رَبِّیْ لَغَفُوْرٌ رَّحِيْمٌ

(બિસ્મિલ્લાહિ મજરેહા વ મુરસાહા ઈન્ન રબ્બી લગફૂરુર્રહીમ)

"જહાઝોનું ચાલવું અને રોકાવું અલ્લાહના નામની બરકતથી છે. બેશક મારો પાલનહાર ક્ષમાવાન, દયાવાન છે.

## જિદ્દહ એરપોર્ટ

જિદદહ એરપોર્ટ દુન્યાનાં પ્રખ્યાત એરપોર્ટો માંનું એક એરપોર્ટ છે., જેનું નામ "કિંગ અબ્દુલ અઝીઝ ઈન્ટરનેશનલ એરપોર્ટ" છે. આ એરપોર્ટ ઉપર ઘણા ટર્મિનલો છે. જેમાં એક ટર્મિનલ સઊદી સરકારે, ફકત હાજીઓ માટે જ બનાવેલ છે. જેને "હજ્જ ટર્મિનલ" કહેવામાં આવે છે.

હાજીઓને લાવનાર લઈ જનાર બધા જ વિમાનો આ જ ટર્મિનલથી લાવે, લઈ જાય છે.ત્યાં હાજીઓ માટે દરેક જાતની સહૂલતો ઉપ્લબ્ધ છે. મોટા મોટા હોલ, બાથરૂમ, જાજરૂ, બજાર, હોટલો, રેસ્ટોરન્ટો, ઠંડા ગરમ પાણીની સહૂલત, મસ્જિદ વગેરેની સગવડ છે. આ જગાને "મદીનતુલ હુજ્જાજ" પણ કહે છે. ત્યાં ડ્રાફટ વટાવવા માટે બેંક કાઉન્ટરો પણ હશે અને પ્રત્યેક દેશના ઝંડાઓ તેમજ ખાસ નિશાનીઓ વડે જે તે દેશના કાઉન્ટરો પણ અલગ માલૂમ પડશે. જો આપને પૈસા વટાવવાની જરૂરત હોય તો કાઉન્ટર ઉપર જઈને ડ્રાફટ આપશો એટલે તુરતજ રિયાલ આપી દેશે. ઘરડા માણસો તેમજ ઔરતોનો ડ્રાફટ અહિયા વટાવી લેવો મુનાસિબ છે, કારણ કે મકકહ મુકર્રમહમાં, ડ્રાફટ વટાવવાની લાંબી વિધી થાય છે. ત્યાર બાદ આપ નમાઝોનો સમય હોય તો

નમાઝ પઢી વખત બગાડયા વગર, મદીનતુલ હુજ્જાજનાં તે ખૂણે ચાલ્યા જશો, જયાં આપનાં મુઅલ્લિમની બસ આપને લેવા આવશે, એટલે કૂલી તમારો સામાન બસ ઉપર ચઢાવશે, માટે યાદ રાખો કે જે બસમાં, તમારો સામાન ચઢાવવામાં આવે, તે જ બસમાં તમારે બેસવાનું છે. એક બસમાં એક જ મુઅલ્લિમના માણસો હોય છે, તે છતાં કદાચ બે મુઅલ્લિમના માણસો હોય, તો રસ્તામાં જયારે બીજા મુઅલ્લિમના પેસેન્જરો ઉતરતા હોય, ત્યારે એટલો ખ્યાલ રાખશો, કે તમારો સામાન પણ ત્યા ના ઉતરી જાય, કારણ કે જયારે આવું થાય છે, ત્યારે પાછળથી સામાન મળવો મુશ્કિલ થઈ જાય છે.

ખૈર તમે જોશો કે જિદદહ ઉતર્યા પછી, ઉપરોકત બધી કાર્યવાહી થાય છે, તો તમો એ વખતે પણ, તમારુ ધ્યાન અલ્લાહ તઆલા તરફ મુતવજજેહ રાખશો અને તલબિયહ પઢતા જ રહેશો.

## હરમની હદ

આખરે તમો બસમાં સવાર થઈ ''મકકહ મુકર્રમહ'' જવા લાગ્યા. હર મિનિટ તમો ''જિદદહ''થી દૂર અને ''મકકહ મુકર્રમહ''થી નઝદીક થઈ રહયા છો .

જયારે "મકકહ મુકર્રમહ" લગભગ ૧૦ કિલોમીટર દૂર હશે ત્યારે તે જગા આવે છે, જયાંથી હરમની હદ શરૂ થાય છે, અને સડકના કિનારે મોટા અક્ષરોએ "هـــذا حــد الحرم" "હાજા હદદુલ હરમ"(આ હરમની હદ છે) લખેલું દેખાશે, આનાથી નઝદીક "મકામે હુદયબિયહ" છે, જયાં કુફફારે મકકહએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સહાબએ કિરામ (રદિ.)ને ઉમરહ કરવા માટે મકકહ મુકર્રમહ જવાથી રોકી દીધા હતા.

## મસ્જિદે હરામમાં દાખલો

"બયતુલ્લાહ શરીફ"ની ચારેવ બાજુ જે અઝીમુશ્શાન ઈમારત બનેલી છે તેને "મસ્જિદે હરામ" કહે છે અથવા એમ પણ કહી શકાય, કે "બયતુલ્લાહ શરીફ"ની મસ્જિદનું નામ, "મસ્જિદે હરામ" છે, અને "બયતુલ્લાહ શરીફ" "મસ્જિદે હરામ"ના વચ્ચોવચ છે. જે દુન્યામાં સૌથી પહેલું ઈબાદતખાનું છે, જેના તરફ નમાઝમાં સિજદહ કરવામાં આવે છે. કઅબહનો અર્થ ઊંચી જગાનો થાય છે, કઅબહ ઝમીનનાં ઉપર છે એટલા માટે, અથવા એના મરતબહના ઊંચા હોવાના

કારણે, એને કઅબહ કહેવામાં આવે છે.

બસ તમોને મુઅલ્લિમના મકાન સુધી પહોંચાડી આપશે, હવે સારું આ છે કે, આપનો સામાન ઉતારી, વુઝુ ના હોય તો વુઝૂ કરી, તે જ વખતે "મસ્જિદે હરામ" તરફ, "તલબિયહ" પઢતાં પઢતાં, આગળ વધો, અને "મસ્જિદે હરામ"માં "બાબુસ્સલામ" (સલામ ગેટ) કે જે "સફા મરવહ"ની વચમા લીલી લાઈટોની નઝદીક છે, ત્યાંથી દાખલ થાઓ, અને જો ઉમરહનો એહરામ હોય તો "બાબુલ ઉમરહ"થી દાખલ થાઓ, અને જો ભીડ વગેરે હોય, તો તમો કોઈ પણ દરવાજેથી દાખલ થઈ શકો છો.

પ્રવેશતી વખતે

بِسْمِ اللّٰهِ وَ الصَّلٰوةُ وَ السَّلَامُ
عَلٰى رَسُوْلِ اللّٰهِ

"બિસ્મિલ્લાહિ, વ સ્સલાતુ વ સ્સલામુ, અલા રસૂલિલ્લાહિ"

(અલ્લાહના નું નામ લઈ દાખલ થાઉ છું, અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ મોકલું છું) પછી જમણો પગ મસ્જિદે હરામમાં મૂકો, પછી આ દુઆ પઢો.

رَبِّ اغْفِرْ لِیْ وَ افْتَحْ لِیْ
اَبْوَابَ رَحْمَتِکَ

"રબ્બિગ્ ફિરલિ વ ફ્તહ લિ અબવાબ રહ્મતિક"

(અય મારા રબ, મારા ગુનાહોને માફ ફરમાવો અને મારા માટે તમારી રહમતનાં દરવાજા ખોલી આપો)

હવે નજર નીચી રાખીને, આગળ વધો, કારણ કે તમારે "કઅબતુલ્લાહ" સુધી પહોંચવાનું છે, તહિય્યતુલ મસ્જિદ પઢવાની નથી કારણ કે, મસ્જિદે હરામની તહિય્યતુલ મસ્જિદ "કઅબતુલ્લાહ"નો તવાફ કરવું છે. લગભગ ૨૦૦ કદમ વરંડામાં ચાલવા પછી તમો "મસ્જિદે હરામ"ના સહેનમાં આવશો, હવે નજર ઉઠાવો, ઉઠાવતાં જ આપની નજર સીધી "કઅબતુલ્લાહ" ઉપર પડશે, "કઅબતુલ્લાહ" ઉપર પડનારી, આ તમારી પહેલી નજર હશે, જે દુઆ કબૂલ થવાની ખાસ ઘડી છે માટે કઅબતુલ્લાહ ઉપર નજર જમાવી આપો, અને ઉભા રહીને, પહેલાં ત્રણ વખત નીચે મુજબ દુઆ પઢો :

اَللّٰهُ اَکْبَرُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ

(અલ્લાહુ અકબર લા ઈલાહ ઈલ્લલ્લાહ)

اَللّٰهُ اَكْبَرُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ

(અલ્લાહુ અકબર લા ઈલાહ ઈલ્લલ્લાહ)

اَللّٰهُ اَكْبَرُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ

(અલ્લાહુ અકબર લા ઈલાહ ઈલ્લલ્લાહ)

દુઆના બદલે, તકબીરે તશ્રીક પણ પઢી શકાય છે, જે આ પ્રમાણે છે :

اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ،
لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اللّٰهُ اَكْبَرُ،
اَللّٰهُ اَكْبَرُ، وَ لِلّٰهِ الْحَمْدُ

અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર
લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર
અલ્લાહુ અકબર,વલિલ્લાહિલ હમ્દ

ત્યાર પછી "તલબિયહ" પઢો, દુરૂદ શરીફ પઢો, અને હાથ ઉઠાવીને આ દુઆ પઢો. (હાથ ફકત આ દુઆમાં જ ઉઠાવવાના છે, પાછળથી તમો જયારે જયારે પણ કઅબતુલ્લાહની ઝિયારત કરો, દુઆમાં હાથ

ઉઠાવશો નહિ.)

સૌથી મહત્વની દુઆ આ છે : ''અય અલ્લાહ મને હિસાબ કિતાબ વગર જન્નતમાં દાખલો નસીબ ફરમાવો''.

<u>અલહમ્દુલિલ્લાહ દિલની મુરાદો પૂરી થઈ, ઝિંદગીભરની દુઆઓનું મરકઝ, અને આ રૂએ ઝમીન ઉપર અલ્લાહ રબ્બુલઈઝઝતનું બનેલું સૌથી પહેલું ઘર, અત્યારે આંખોની સામે છે. અત્યાર સુધી જેને ખ્યાલોમાં ચુમ્યું હતું, અને જેને સ્વપ્નોમાં જોયું હતું, જેને ફોટાઓમાં નિહાળ્યું હતું, ઓ હાજીઓ તમારી શુ ખૂશકિસ્મતી! કે આજે તે તમારી આંખોની સામે છે.</u>

આ દુનિયામાં આપણી આંખોથી અલ્લાહ તઆલાને નથી જોઈ શકતા, તો તેના ઘરને જોઈ લેવું એ ઘણી મોટી નેઅ્મત છે.

અલ્હમ્દુ લિલ્લાહ દુઆ સારી રીતે થઈ ગઈ, હવે આપે ''અહમદાબાદ'' અથવા ''મુંબઈ''થી ''ઉમરહ''નું એહરામ બાંધ્યું હતું, એટલે તવાફ કરવાનો છે, તો જેટલું શકય હોય એટલું ''કઅબતુલ્લાહ'' તરફ આગળ વધો, પણ જો ભીડ હોય તો ધકકા મુકકી કરી આગળ વધવાની જરા પણ કોશિશ ના કરશો. જયાંથી

શકય હોય ત્યાંથી જ આપે તવાફ કરવાનો છે.

## તવાફ

''તવાફ''નો અર્થ છે કોઈ વસ્તુની ચારેવ બાજુ ચકકર લગાવવો અને હજ્જના બયાનમાં તવાફનો શબ્દ આવે એનો અર્થ આ છે, કે ''કઅબતુલ્લાહ''ની ફરતે સાત વખતે એક ખાસ રીતે ચકકર મારવા.

''તવાફ'' શરૂ કરવાની જગા તો ''હજરે અસ્વદ'' છે, એટલે કે આપના ''તવાફ''ની શરૂઆત ''હજરે અસ્વદ''થી થશે. માટે ''કઅ્બતુલ્લાહ''માં જયાં ''હજરે અસ્વદ'' લાગેલો છે, પહેલાં તે ખુણા તરફ પહોચવાની કોશિશ કરો. '' સઊદી હુકૂમતે'', હાજી સાહેબોની સહૂલત માટે, જે જે ફેસીલીટીઓ કરી છે (અલ્લાહ તઆલા એમની ખિદમતોને કબૂલ ફરમાવે, અને તમામ હાજીઓ તરફથી પોતાની શાયાને શા'ન બદલો ઈનાયત ફરમાવે. આમીન)તેમાંની એક ફેસીલીટી આ પણ છે કે, જે તરફ ''હજરે અસ્વદ'' લાગેલો, છે ,તેખૂણામાં થી પથ્થરની એક કાળી પટટી બહાર કાઢેલી છે, જે ઘણા જ દૂર સુધી બનાવેલી છે, એટલે તવાફ કરવા વાળો, ''હજરે અસ્વદ''થી ગમે તેટલો દૂર હોય, અને ગમે તેટલી ભીડ હોય, છતાં તેને ખબર પડી જ જાય છે કે હું

''હજરે અસ્વદ''ની સામે આવી ગયો છું, જેથી એ ''હજરે અસ્વદ''ને ''ઈસ્તિલામ'' કરી શકે અને પોતાનો આગલો ચકકર શરૂ કરી શકે. તો તમે પણ ત્યાં આવી જાઓ, જયારે તમે કાળી પટટી પાસે આવી જાઓ, તો પટટીથી થોડેક દૂર (લગભગ અર્ધો ફૂટ) ડાબી બાજુ બયતુલ્લાહ તરફ મોઢું કરીને ઉભા થઈ જાઓ, તમે જયારે આવું કરશો, ત્યારે ''હજરે અસ્વદ'' તમારા જમણા ખભા તરફ, ખભાથી બહાર હશે, અને તમો પેલી લગાવેલી પટટીથી ડાબી બાજુ પૂરા બહાર હશો હવે તવાફ કરવાની જે રીત છે, તેની તૈયારી કરી લો, સૌ પહેલા તો તમો છેલવેલ્લા ''તલબિયહ'' પઢીલો. (જે તમે એહરામ બાંધ્યું છે ત્યારથી પઢતા આવ્યા છો, અને હવે પછી આપને ''તલબિયહ'' પઢવાની નથી, કારણકે, તવાફ શરૂ કરતાંની સાથેજ, એનો ટાઈમ પૂરો થઈ જાય છે.) ત્યાર પછી ''ઈજ્તિબાઅ્'' કરો, એટલે કે જમણા ખભાની નીચેથી ચાદર કાઢીને, ડાબા ખભા ઉપર નાખી દો, (ઓરતો માટે ઈજતિબાઅ નથી) હવે ''તવાફ''ની નિય્યત કરો, નિય્યત ઘણીજ જરૂરી છે, વગર નિય્યતે તવાફ થશે જ નહિ.

اَللّٰهُمَّ اِنِّى اُرِيْدُ طَوَافَ

بَیْتِکَ الْحَرَامِ، سَبْعَۃَ اَشْوَاطٍ لِلّٰہِ

تَعَالٰی ، فَیَسِّرْہُ لِی ، وَ تَقَبَّلْہُ مِنِّی

(અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુ તવાફ બયતિકલ હરામિ, સબ્અત અશ્વાતિન લિલ્લાહિ તઆલા, ફ યસ્સિરહુ લી, વ તકબ્બલહુ મિન્ની.)

" અય અલ્લાહ હું તમારા બયતુલ હરામના, સાત ચકકરોના તવાફની નિય્યત કરું છું, ફકત તમારી ખૂશ્નૂદી અને રજામંદીના ખાતર. તમો એને મારા માટે આસાન કરી દો અને કબૂલ ફરમાવો."

હવે જમણી બાજુ એટલું હટો કે તમારા પગ પેલી પટટી ઉપર આવી જાય, અને "હજરે અસ્વદ" તમારી સામે થઈ જાય, અને આ દુઆ પઢો :

بِسْمِ اللّٰہِ، اَللّٰہُ اَکْبَرُ، وَ لِلّٰہِ

الْحَمْدُ

" બિસ્મિલ્લાહિ અલ્લાહુઅકબર વ લિલ્લાહિલ્હમ્દ"

(શરૂ કરું છું અલ્લાહના નામથી, અલ્લાહ સૌથી મોટો છે, અને બધા વખાણ અલ્લાહના માટે જ છે.)

ઉપરોકત દુઆની સાથે સાથે તમો પોતાના બંને

હાથ એ પ્રમાણે ઉઠાવો, જે પ્રમાણે નમાઝમાં (એટલે કે કાન સુધી) ઉઠાવવામાં આવે છે.(યાદ રાખો આ એક જ વખતે તમારે હાથ કાનો સુધી ઉઠાવવાના છે, જેવી રીતે કે નમાઝમાં ફકત ''તકબીરે તહરીમહ'' વખતે જ હાથ ઉઠાવવામાં આવે છે.પછીના કોઈ પણ ચકકરમાં, તમારે હાથ કાનો સુધી ઉઠાવવાના નથી, ઘણા માણસોને તમે જોશો, કે તેઓ દરેક ચકકર વખતે કાનો સુધી હાથ ઉઠાવે છે, તો તમે પણ દેખાદેખી એવું ના કરતા.)પછી હાથ છોડી દેવાના છે, એટલે કે નીચા કરી લો અને હજરે અસ્વદને બોસો (ચુંબન) આપો, જેની રીત આ છે કે, બંને હાથ હજરે અસ્વદ ઉપર એ પ્રમાણે મુકો, જેવી રીતે સિજદહની હાલતમાં ઝમીન ઉપર મુકવામાં આવે છે, અને બંને હથેળીઓની વચમાં મોઢું રાખીને હજરેઅસ્વદને અદબના સાથે બોસો આપો.

જો ભીડના કારણે ''હજરે અસ્વદ'' સુધી પહોંચવું અને બોસો આપવો શકય ના હોય તો પોતાની જગાએ જ ઉભા રહી બંને હથેળીઓ હજરે અસ્વદ તરફ ઉચી કરો અને એવો ખ્યાલ જમાવો, કે જાણે તમે ''હજરે અસ્વદ'' ઉપરજ બંને હથેળીઓ મુકી છે.(આપના ખભાની ઉચાઈના સામે જ હજરે અસ્વદ છે, માટે તમારે પણ હાથ એટલા જ ઉંચા કરવાના છે, કાનો સુધી

ઉઠાવવા નહિ.) પછી બંને હથેળીઓને ચૂંબી લો, જે ''હજરે અસ્વદ''ને ચુંબવા બરાબર છે. અત્યાર સુધી આપ ''હજરે અસ્વદ'' તરફ મોઢું કરીને ઉભા હતા, હવે જમણી બાજુ ફરી જાઓ જે તરફ ''કઅ્બતુલ્લાહ''નો દરવાજો છે અને તવાફ કરવાનું (ચાલવાનું) શરૂ કરી આપો.''કઅ્બતુલ્લાહ'' થી તમો ગમે તેટલા દૂર હોય, ''ઝમઝમનો કુવો'' વગેરે પણ વચમાં આવી જતો હોય, તો પણ કોઈ હરજ નથી, આપનો તવાફ થઈ જશે. (''હતીમ''ને તો તવાફમાં શામિલ કરવું જરૂરી જ છે. ''બયતુલ્લાહ''ની ઉત્તર દિશાએ, ''બયતુલ્લાહ''થી અડીને જ, ઝમીનનો અમુક ભાગ છે, જેને અંગ્રેજીના યુ, શકલમાં બનાવેલો છે.

મર્દોએ પહેલા ત્રણ ચકકરોમાં ''રમલ'' કરવાનો છે, અને બાકીના ચકકરો સામાન્ય ચાલથી જ પૂરા કરવાના છે.( ''રમલ'' એટલે કે બહાદૂરીનો દેખાવ કરીને, ખભા હલાવતા હલાવતા, ઝડપથી નજીક નજીક પગ મુકીને ચાલવાનું છે. અને આ રમલ આપણા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નત છે, પણ ફકત મર્દો માટે છે, ઔરતોએ રમલ કરવાનો નથી)

હવે આપનો ''તવાફ'' શરૂ થઈ ગયો, આપે આ

પ્રમાણે ''બયતુલ્લાહ''ની ચારેવ બાજુ ફરીને સાત ચકકરો પૂરા કરવાના છે. દરેક ચકકર ''હજરે અસ્વદવાળા'' ખૂણાથી શરૂ થશે, અને ત્યાં જ આવીને પૂરો થશે, અને ચકકર પૂરો થાય એટલે આપે :

بِسْمِ اللّٰهِ اللّٰهُ اَكْبَرُ وَ لِلّٰهِ الْحَمْدُ

'' બિસ્મિલ્લાહિ અલ્લાહુઅકબર વ લિલ્લાહિલ હમ્દ''

પઢીને આપને દર વખતે ''હજરે અસ્વદ''ને બોસો આપવાનો છે, બોસા માટે જયારે (હજરે અસ્વદના દૂર હોવાના કારણે) હાથ ઉઠાવો, ત્યારે એટલો ખ્યાલ રાખવો કે હથેળીઓ હજરે અસ્વદ તરફ હોય, અને હાથ ખભા સુધી ઉઠાવવાના છે, પછી બંને હથેળીઓને ચૂંબવાની છે, અને પછી જમણી તરફ ચાલી પડવાનું છે . આ રીતે તમે જયારે સાતમો ચકકર પૂરો કરશો, અને ''હજરે અસ્વદ''ને બોસો આપશો એ તમારો આઠમો બોસો હશે, કારણ કે એક બોસો ''તવાફ'' શરૂ કરતાં પહેલાં આપ્યો હતો અને સાત બોસા સાત ચકકર પછીના થયા, એમ કુલ આઠ બોસા થયા.

<u>આ પણ યાદ રાખવું જોઈએ ,કે ''કા'બા શરીફ''ના દિદાર પણ એક ઈબાદત છે,પરંતુ તવાફ કરવા દરમિયાન ''કા'બા શરીફ''ને જોવાની મનાઈ છે, માટે</u>

''તવાફ'' કરતાં કરતાં ''કા'બા શરીફ''ને જોવાથી બચવું જોઈએ, હાં' જયારે જયારે તમારો ચકકર પુરો થાય, અને ''હજરે અસ્વદ''ને બોસો દેવાનો વારો આવે, ત્યારે ''હજરે અસ્વદ'' તરફ મોઢું કરવું જાઈઝ છે.

એવી જ રીતે ''તવાફ'' દરમિયાન, ''કા'બા શરીફ'' તરફ પીઠ કરવી અથવા ''કા'બા શરીફ'' તરફ છાતી કરવી પણ મકરૂહે તહરીમી છે, તવાફ દરમિયાન ''કા'બા શરીફ''નાં ગિલાફને વળગવા અને ''મકામે ઈબ્રાહીમ''ને જોવાથી તવાફમાં વિક્ષેપ પડવાની સાથે સાથે, છાતી અને પીઠ ''કા'બા શરીફ'' તરફ થઈ જાઈ છે, માટે એનાથી બચવું જોઈએ, અને ''તવાફ'' દરમિયાન પોતાની નઝર ચાલવાની જગાએ રાખવી જોઈએ, ગમે તેમ જોવું મુનાસિબ નથી. જેવી રીતે નમાઝની હાલતમાં પોતાની નઝર સિજદહની જગાથી આગળ ના જવી જોઈએ.

અને જો આપે ઘણા એહતિયાતથીકામ લીધું, તે છતાં કોઈ સંજોગ એવો ઉભો થયો કે ''કા'બા શરીફ'' તરફ પીઠ કે છાતી થઈ ગઈ, તો તવાફના તેટલા ભાગને દોહરાવવો વાજિબ છે, અને બેહતર એ છે કે આખો ચકકર જ દોહરાવી લો.

બીજી વાત આ કે તવાફ દરમિયાન, ''હજરે

અસ્વદ" સિવાય, "કા'બા શરીફ"ના કોઇ પણ ખુણા કે દિવાલને બોસો દેવાની મનાઈ છે, ફકત તમે ચકકર લગાવતા લગાવતા જયારે "રૂકને યમાની" પર પહોંચો, તો "રૂકને યમાની"ને બંને હાથ અથવા જમણો હાથ લગાડવો સુન્નત છે, તે પણ એ રીતે કે તમારા બંને પગો પોતાની જગાએ તે જ પોઝીશનમાં જમીન પર જમેલા રહે, અને છાતી કે પગના પંજા કા'બા શરીફ તરફ ના થાય તેનો ખ્યાલ રાખવાનો છે, તમે જોશો, કે ઘણા લોકો રૂકને યમાનીને પણ "હજરે અસ્વદ"ની જેમ જ (બોસો) ઈશારો કે તકબીર કહી રહયા છે, તો એ દેખા દેખી તમે આવું હરગીઝ ના કરશો. જો "રૂકને યમાની"ને હાથ લગાડવાનો મોકો ના મળે, તો એમજ પસાર થઈ જશો.

એક ખાસ વાત એ પણ યાદ રાખવી, કે કિતાબોમાં તવાફની ખાસ દુઆઓ લખવામાં આવી છે, પણ જે લોકોને આ દુઆઓ યાદ ના હોય અથવા હવે યાદ નથી કરી શકતા, તો એમાં ગભરાવાની કોઈ જરૂરત નથી, કારણ કે તવાફ દરમિયાન કોઈ મખસૂસ દુઆ બિલકુલ જરૂરી નથી, જો દુઆઓ યાદ ના હોય તો ફકત :

سُبْحَانَ اللّٰهِ ، اَلْحَمْدُ لِلّٰهِ ،

لَاۤ اِلٰہَ اِلَّا اللّٰہُ، اَللّٰہُ اَکْبَرْ

(સુબ્હાનલ્લાહિ, અલહમ્દુ લિલ્લાહિ, લા ઈલાહ ઈલ્લલ્લાહુ, અલ્લાહુ અકબર.)

દરેક ચકકરમાં પઢતા રહો અને સાતેવ ચકકરોમાં જયારે જયારે તમો રૂકને યમાની પાસે આવો, ત્યારે ત્યારે રૂકને યમાનીથી લઈને, હજરે અસ્વદ સુધીમાં આ દુઆ પઢો :

﴿رَبَّنَا اٰتِنَا فِی الدُّنْیَا حَسَنَۃً وَ فِی الْآخِرَۃِ حَسَنَۃً وَ قِنَا عَذَابَ النَّارِ﴾

" રબ્બના આતિના ફીદ દુન્યા હસનતન વ ફિલ આખિરતિ હસનતન વ કિના અજાબ ન્નારિ."

" અય પરવરદિગાર અમને દુન્યામાં પણ ભલાઈ અતા ફરમાવો અને આખિરતમાં પણ ભલાઈ અતા ફરમાવો અને દોઝખના અજાબથી અમને બચાવો."

*જો આટલું પણ યાદ ના હોય તો પોતાની ઝુબાનમાં જે માંગવું હોય તે માંગો અને કશું માંગ્યા વગર અને પઢયા વગર તવાફ કરશો તો પણ તવાફ થઈ જશે.*

પરંતુ જે લોકોના હાથમાં હજ્જમાં જતા પહેલાં ''ઈકબાલ ફલાહી''ની આ કિતાબ આવે, તેઓને ''ફલાહી''ની નમ્ર વિનંતી અને મુખ્લસાનહ મશ્વરો છે, કે તેઓ નીચેની બે દુઆઓ જરૂરથી યાદ કરીને જાય :

(١) سُبْحَانَ اللّٰهِ، وَ الْحَمْدُ لِلّٰهِ، وَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ، وَ اللّٰهُ اَكْبَرْ، وَ لَا حَوْلَ وَ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ

(સુબ્હાનલ્લાહિ, વલ્હમ્દુ લિલ્લાહિ, વલા ઈલાહ ઈલ્લલ્લાહુ, વ અલ્લાહુ અકબર વ લાહવ્લ વ લાકુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યીલ અઝીમ.)

" અલ્લાહ તઆલા પાક છે અને બધા વખાણ અલ્લાહ માટે જ છે  અને અલ્લાહ તઆલાના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી અને અલ્લાહ સૌથી મહાન છે અને અલ્લાહ તઆલાની મદદ વગર અમારા અંદર નેકી કરવાની કે, ગુનાહોથી બચવાની તાકત નથી. બેશક અલ્લાહ તઆલા ઘણી ઊંચી શાન અને મોટી અઝમતવાળો છે."

(٢) ﴿رَبَّنَا اٰتِنَا فِى الدُّنْيَا حَسَنَةً وَّفِى الْآخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ﴾

" અય પરવરદિગાર અમને દુન્યામાં પણ ભલાઈ અતા ફરમાવો અને આખિરતમાં પણ ભલાઈ અતા ફરમાવો અને દોઝખના અજાબથી અમને બચાવો."

સાતેવ ચકકરોમાં, ''હજરે અસ્વદ'' વાળા ખૂણાથી લઈને, ''રૂકને યમાની'' વાળા ખૂણા સુધી, પહેલા નંબરની દુઆ પઢે, અને ''રૂકને યમાની'' થી ''હજરે અસ્વદ'' સુધી બીજા નંબરની દુઆ પઢે.

અને જો પહેલા નંબરવાળી દુઆ ''રૂકને યમાની'' આવતા પહેલાં પુરી થઈ જાયતો, ફરીથી પઢો અથવા પોતાને આવડતી બધી દુઆઓ અને નેક ઉમ્મીદો પૂરી થવા માટે દુઆઓ પોતાની ભાષામાં કરતા રહો.

## તવાફની બે રકાત નમાઝ

તવાફના સાત ચકકરો પૂરા થયા, એટલે હવે તમારે ''તવાફ''ની બે રક્અતો પઢવાની છે, પણ એ

પહેલાં આપે એક મસ્અલો યાદ રાખવો જોઈએ, કે જો "તવાફ"નાં ચકકરોમાં ભૂલ થઈ જાય, અને સાતના બદલે આઠ ચકકરો થઈ જાય, તો "તવાફ" થઈ જશે, પણ જો છ ચકકર થયા તો "તવાફ" નહિ થાય, (અધૂરો ગણાશે અને તેને પૂરો કરવો જરૂરી છે.)માટે ચકકરોને યાદ રાખવા માટે કોઈ નિશાની જરૂરથી રાખશો અથવા સંપૂર્ણ સજાગ રેહશો, જેથીભૂલ ના થાય. (હજજમાં દરેક જગાએ જો તમે સજાગ રેહશો અને કોઈ ભૂલ નહિ કરો, તો આપને ઘણી જ રાહત રહેશે, અને કોઈ પણ જાતની પરેશાની નહિ થાય, પણ જો ગફલત અથવા બે તવજજુહીના લઈને ભૂલી ગયા, અથવા કોઈ વસ્તુ છોડી આપી, તો હજ્જનાં ઘણાં મસાઈલનું ઉલ્લંઘન કરી નાખશો.) અને બીજી વાત એ કે, જેવી રીતે નમાઝ વુઝૂ વગર થતી નથી, એવી જ રીતે તવાફ પણ વુઝૂ વગર થતો નથી , માટે જો કોઈનું વુઝૂ, ચાર ચકકર પૂરા કરતાં પહેલાં તુટી જાય તો, તે વુઝૂ બનાવીને નવેસરથી તવાફ કરે અને જો ચાર અથવા ચારથી વધુ ચકકરો પછી તૂટી જાય તો ચાહેતો વુઝૂ બનાવીને બાકીના ચકકરો પૂરા કરે, અને ચાહે તો નવેસરથી કરે, એને ઈખ્તિયાર છે.

(પેશાબ, પાખાનાનો તકાઝો હોય એવી

હાલતમાં તવાફ કરવો મકરૂહ છે.)

અને ત્રીજી વાત આ પણ યાદ રાખશો કે, જો કોઈ તવાફ કરવાવાળો નમાઝીના સામેથી ગુજરે, તો ન તો તવાફ કરવાવાળાને કોઈ ગુનોહ થશે અને ન તો સામેથી ગુજરનારાને કોઈ ગુનોહ થશે. બલ્કે તવાફ ના કરતો હોય અને ફકત ભીડના કારણે ગુજરે તો પણ જાઈઝ છે, હાં, ફુકહાએ લખ્યું છે કે સિજદહની જગા છોડીને આગળથી ગુજરવું જોઈએ.

''તવાફ'' થી ફારિગ થઈ હવે ''મકામે ઈબ્રાહીમ'' તરફ (બે રકા'ત નમાઝ પઢવા માટે) આવો, ''મકામે ઈબ્રાહીમ'', ''કઅ્બતુલ્લાહ''ના દરવાજાની સામે એક પીંજરા આકારના મજબૂત આવરણમાં સુરક્ષિત છે, તેના અંદર તે પથ્થર મુકેલો છે, જેના ઉપર ઉભા રહી હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ બયતુલ્લાહની તા'મીર કરી હતી. તે પથ્થર જરૂરત પ્રમાણે ઉંચો નીચો પણ થઈ જતો હતો, એના ઉપર હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ના મુબારક કદમોના નિશાન છે, અને આ પથ્થર જન્નતી પથ્થર છે. જયારે તમો આ જગા તરફ આવો, ત્યારે તમારી ઝુબાન પર :

وَ اتَّخِذُوْا مِنْ مَقَامِ اِبْرَاهِيْمَ مُصَلًّى

(વત્તખિઝૂ મિમ્મકામિ ઈબ્રાહીમ મુસલ્લા.)

નો વઝીફો હોવો જોઈએ.હવે જો સહૂલતના સાથે મકામે ઈબ્રાહીમના પાછળ, એટલે કે તમારા અને બયતુલ્લાહની વચમાં, મકામે ઈબ્રાહીમ આવે એ રીતે જગા મળી જાયતો, ઠીક નહિ તો, આસપાસ જયાં પણ જગા મળે ત્યાં તવાફની બે રકા'ત નમાઝ પઢી લો. (મકામે ઈબ્રાહીમને બોસો આપવો કે હાથ લગાવવો મના છે, એનાથી બચશો.)

પહેલી રકા'તમાં قُلْ يَا اَيُّهَا الْكَافِرُوْن (કુલ યા અય્યુહલ કાફિરૂન) અને બીજી રકા'તમાં قُلْ هُوَ اللّٰهُ اَحَد (કુલ હુવ લ્લાહુ અહદ) પઢવી. (જો બીજી કોઈ સૂરતો પઢશો તો પણ વાંધો નથી. આ બે રકા'ત પઢવી વાજિબ છે. અને તવાફ કરતી વેળાએ મર્દોએ જે "ઈજ્તિબાઅ" (ખભો ખૂલ્લો) કર્યો હતો, હવે તે ખભો ઢાંકીને નમાઝ પઢવાની છે, એટલે ચાદર જમણી બગલની નીચેથી કાઢી નાખો, અને હવે જમણા ખભા ઉપર નાખી દો. (નમાઝ પછી તમારે "સફા–મરવહ"ના

વચમા "સઈ" કરવાની છે, તેમાં પણ ખભ્ભો ઢાંકેલો જ રાખવાનો છે.) હાં, પણ માથું તો ખુલ્લું જ રાખવાનું છે. સલામ ફેરવ્યા પછી, ખુશૂઅ સાથે દિલ લગાવીને દુઆઓ કરો, તમારી ઝુબાનમાં માંગો, અને ખૂબ માંગો.

નમાઝ તથા દુઆથી ફારિગ થઈ, જો શકય હોય તો મુલ્તઝમ ઉપર આવો (હજરે અસ્વદ અને કાબાના દરવાજાની વચમાં લગભગ અઢી ગઝની જે દિવાર છે તેને મુલ્તઝમ કહે છે.મુલ્તઝમનો અર્થ છે ચીમટવા અને વળગવાની જગા) દુઆ કબૂલ થવાની આ ખાસ જગા છે.

જો "મુલ્તઝમ"ને વળગવાનો મોકો ના મળે તો "હરમ"માં જયાં પણ જગા હોય, ત્યાંથી પોતાનું મોઢું અને પોતાની નઝર "મુલ્તઝમ" તરફ કરીને દુઆ માંગી લો.

## ઝમઝમનું પાણી પીવું

"મુલ્તઝમ" ઉપર દુઆ માંગીને, ઝમઝમના કુવા પાસે આવો, અને કિબલહ તરફ મ્હોં કરી ઉભા રહીને, બિસ્મિલ્લાહ પઢીને, ત્રણ શ્વાસમાં ખૂબ પેટ ભરીને ઝમઝમનું પાણી પીઓ.

(ઝમઝમનું પાણી પોતાના ઘર કે હરમ શરીફના

બહાર પીવાનો અવસર મળે, તો બેસીને તથા ઉભા રહીને બંને રીતે પી શકાય છે).

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે, કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, કે અમારા અને મુનાફિકોના વચમાં ફરક કરવાની નિશાની આ છે, કે મુનાફિકો ઝમઝમનું પાણી પેટ ભરીને પીતા નથી. (બહ્ર)

<u>અલ્લાહ તઆલા જે માણસને ''ઉમરહ'' અને ''હજજ''ની તૌફીક આપે તેઓએ આ મુબારક પાણીને ખૂબ પેટ ભરીને પીવું જોઈએ અને જયાં સુધી ''મકકહ મુકર્રમહ''માં રહે, એ જ પાણી પીએ. ''ઝમઝમ'' પીને તમો થોડુંક ચાલશો એટલે આપને એહસાસ થશે, કે ''ઝમઝમ'' હજમ થઈ ગયું છે, આ ''ઝમઝમ''ની ખુસૂસિયત છે.</u>

<u>''ઝમઝમ''</u>નું પાણી પીને, અને અલ્હમ્દુલિલ્લાહ કહીને, આ દુઆ પઢો :

اَللّٰهُمَّ اِنِّى اَسْئَلُكَ عِلْمًا

نَافِعًا، وَرِزْقًا وَاسِعًا، وَشِفَاءً مِنْ

كُلِّ دَاءٍ

(અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ઈલ્મન્નાફિઆ, વ રિઝકન વાસિઅન, વ શિફાઅન મિન કુલ્લિ દાઅ)

" અય અલ્લાહ ! હું તારા પાસેથી લાભકર્તા ઈલ્મ,વિશાળ રોઝી  અને દરેક બીમારીથી શિફા માંગુ છું."

ઝમઝમના પાણી પીવાથી તેમજ દુઆથી ફારિગ થઈ ગયા બાદ  હવે તમને યાદ હોવું જોઈએ, કે ''અહમદાબાદ''થી કે ''મુંબઈ''થી તમોએ જે એહરામ બાંધ્યું હતું, તે ઉમરહનું એહરામ હતું, અને અત્યાર સુધી આપે જે કઈ અમલ કર્યો તે ઉમરહના સિલસિલાનો જ કર્યો. ઉમરહના એહરામની નિય્યત કર્યા પછી, ૩ કામો ખાસ કરવાના હોય છે. (૧) તવાફ, (૨) સફા–મરવહ દરમિયાન સઈ, (૩) ત્યાર પછી માથાના બાલ મુંડાવવા, અથવા કતરાવવા. આ ત્રણમાંથી એક એટલે કે તવાફ, અલ્હમ્દુલિલ્લાહ આપે પૂરો કરી લીધો, હવે તમારે સફા–મરવહની સઈ કરવા માટે જવાનું છે.

## સફા–મરવહ દરમિયાન સઈ

સફા–મરવહના વચ્ચે એક ખાસ રીતથી સાત ચકકર લગાવવાને શરીઅતની પરિભાષામાં ''સઈ'' કહેવામાં આવે છે. હજ્જ–ઉમરહ કરનાર માટે ''સઈ'' કરવી વાજિબ છે.

''સઈ'' કરવામાં લગભગ લોકો એ ભૂલ કરે છે કે, ''સઈ'' શરૂ કરતા પહેલાં ''હજરે અસ્વદ''ને ''ઈસ્તિલામ'' કર્યા વગર જ ''સઈ'' માટે ચાલ્યા જાય છે, હાલાં કે જેવી રીતે ''તવાફ'', ''હજરે અસ્વદ''ના ''ઈસ્તિલામ''થી શરૂ કર્યો હતો, એ જ રીતે, ''સઈ'' પણ ''હજરે અસ્વદ''ના ''ઈસ્તિલામ''થી શરૂ કરવી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નત છે.

તો આપે હવે ''સઈ'' કરવા જવાનું છે, માટે ''હજરે અસ્વદ''ને ''ઈસ્તિલામ'' કરી લો અથવા દૂરથી તેના તરફ બંને હથેળીઓ કરી, તેને ચૂમી લો, અને ''બાબુસ્સફા'' ઉપર આવો.

હજરે અસ્વદની નિશાનીવાળી કાળી પટટી, જયાં પૂરી થાય છે, ત્યાં મોટા અક્ષરે અરબી અને ઈંગ્લીશમાં ''અસ્સફા''નું બોર્ડ લગાવેલું છે, ત્યાંથી થોડા

આગળ ચાલતાં, પહાડની નિશાની શરૂ થઈ જાય છે.

તમો જયારે "સફા" પહાડી પાસે પહોંચો તો આ પઢો :

اَبْدَأُ بِمَا بَدَأَ اللّٰهُ بِهٖ، اِنَّ الصَّفَا وَ الْمَرْوَةَ مِنْ شَعَائِرِ اللّٰهِ

(અબ્દઉ બિમા બદઅ લ્લાહુ બિહી, ઈન્નસ્સફા વલ મરવત મિન શઆઈરિ લ્લાહિ.)

" હું (સઈ)તે જ જગાએથી શરૂ કરું છું, જેનું અલ્લાહ તઆલાએ પહેલા વર્ણન કર્યુ છે, (જેમકે ફરમાવ્યુંઃ) બેશક સફા અને મરવહ અલ્લાહ તઆલાની નિશાનીઓમાંથી છે."

અને "સફા" ઉપર એટલી ઉંચાઈએ ચઢો કે "કઅબહ" શરીફ દેખાય (વગર ચઢે કઅબતુલ્લાહ જોવાય તો પણ ચઢવું મસ્નૂન છે.)

નવા બાંધકામ પછી સફાની ઉંચાઈના પ્રથમ ભાગ પર ચઢવું, જયાંથી બયતુલ્લાહ નજર આવે, બસ છે. અમૂક લોકો બિલ્કુલ દિવાલ સુધી ચઢી જાય છે, એ સહીહ નથી.

હવે દિલમાં "સઈ"ની નિય્યત કરો અને મ્હોંથી

આ પઢો :

اَللّٰهُمَّ اِنِّىْ اُرِيْدُ السَّعْىَ بَيْنَ الصَّفَا وَ الْمَرْوَةَ سَبْعَةَ اَشْوَاطٍ لِوَجْهِكَ الْكَرِيْمَ ، فَيَسِّرْهُ لِىْ وَ تَقَبَّلْهُ مِنِّىْ

(અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુ સ્સઅ્ય બયન સ્સફા વલ મરવત સબ્અત અશ્વાતિન લિ વજહિકલ કરીમ ફ યસ્સિરહૂ લિ વ તકબ્બલહુ મિન્ની.)

''અય અલ્લાહ હું આપની રજામંદી માટે સફા–મરવહના સાત ચકકરોનો ઈરાદો કરું છું. આપ મારા માટે તે આસાન ફરમાવી દો અને તેને કબૂલ ફરમાવો. (દિલથી નિય્યત કરી શકો છો, પરંતુ મોંઢેથી બોલવું અફઝલ છે.)

પછી બંને હાથ આસ્માન તરફ એ પ્રમાણે ઉઠાવો, જે પ્રમાણે દુઆમાં ઉઠાવવામાં આવે છે. નમાઝની ''તકબીરે તહરીમહ''ની જેમ ના ઉઠાવશો, જેમકે ઘણા અભણ લોકો આ પ્રમાણે કરે છે. પછી

અલ્લાહ તઆલાની હમ્દ અને ષના બયાન કરો, ત્યાર પછી તેની તવહીદ બયાન કરો, ખાસ કરીને કલિમએ તવહીદ પઢો જે આ પ્રમાણે છે :

لَاۤ اِلٰـهَ اِلَّا اللّٰـهُ وَحْدَهٗ لَاشَرِيْكَ

لَـهٗ، لَـهُ الْمُلْكُ وَلَـهُ الْحَمْدُ وَهُوَ

عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ

(લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ, લહુલ મુલ્કુ વલહુલ હમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર.)

" અલ્લાહના સિવાય કોઈ મઅબૂદ નથી, તે એક છે, તેમનો કોઈ ભાગીદાર નથી, તેમની બાદશાહી છે, અને બધા વખાણ તેમનાજ માટે છે, અને તેઓ દરેક વસ્તુ ઉપર કાદિર છે."

અને ત્રીજો કલિમો, કલિમએ તમજીદ પણ પઢો :

سُبْحَانَ اللّٰهِ، وَ الْحَمْدُ لِلّٰهِ، وَ

لَاۤ اِلٰهَ اِلَّا اللّٰهُ، وَ اللّٰهُ اَكْبَرْ، وَ لَا حَوْلَ، وَ

لاقُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِىِّ الْعَظِيْم

(સુબ્હાન લ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લ લ્લાહુ વ લ્લાહુ અકબર, વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.)

"અલ્લાહ તઆલા પાક છે અને બધા વખાણ અલ્લાહ તઆલાના માટે છે અને અલ્લાહ સિવાય કોઈ મઅ્બૂદ નથી, અને અલ્લાહ સૌથી મોટા છે, અને ગુનાહોથી બચવાની તાકત અને સારા કામો કરવાની તાકત, અલ્લાહના તરફથી છે, જે મોટી શાન અને અઝમતવાળા છે.."

પછી અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો કે, તેણે ફકત પોતાના ફઝલો કરમથી આ મુબારક અને પાક જગાએ આપને પહોચાડયા અને ખૂબ ઈત્મીનાનથી દુઆ કરો અને અહિયા જે પણ ચાહો તે માંગો અને વધારે વખત ઉભા રહો. લગભગ ૨૫ આયતો પઢી શકાય એટલી વાર ઉભા રહો, ત્યાર પછી પોતાની આદત પ્રમાણે ઝિક્ર કરતાં કરતાં, અને દુઆ માંગતાં માંગતાં, "મરવહ" પહાડી તરફ ચાલો. (સઊદી હુકૂમતે જવા આવવાના રસ્તાઓ, અલગ અલગ કરી આપ્યા છે, અને વચમાં મઅઝૂર લોકોની ગાડીઓ ચલાવવાના રસ્તા પણ

બનાવેલા છે.) "સફા– મરવહ"ના વચમાં પણ દિલથી દુઆ માંગો, કે ઈલાહી આ સઈ હઝરત હાજિરહ (રદિ.) હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અને હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ની યાદગાર છે. એજ પ્રમાણે મને અને મારી અવલાદને તારા દીનની મહેનત અને કોશિષ માટે ચાલવાની તૌફીક અર્પણ ફરમાવો. અને આ દુઆ પઢતા રહો :

رَبِّ اغْفِرْ، وَ ارْحَمْ، اَنْتَ الاعزُّ الاكْرَمْ

(રબ્બિગફિર, વર્‌હમ, અન્તલ અઅઝઝુલ અકરમ.)

"અય અલ્લાહ તઆલા મને મુઆફ ફરમાવો, અને મારા ઉપર રહમ ફરમાવો, તમો સૌથી વધૂ ઈઝઝત અને બુઝુર્ગીવાળા છો."

અને બીજી દુઆઓ પણ માંગો. પછી આગળ ચાલતાં ચાલતાં, લીલા રંગના થાંભલાઓ, જમણી તથા ડાબી બંને બાજુ આવશે. (લીલા રંગની ટયુબો ૨૪ કલાક સળગેલી રહે છે.) તો એ થાંભલાઓ જયારે તમારાથી બે ચાર ફૂટ દૂર હોય, ત્યારથી જ મર્દોએ (ઓરતો એ નહિ.) ઝડપથી ચાલવાનું છે અને દોડતાં દોડતાં, આગળ

ફરીવાર બીજા લીલા થાંભલાઓ, ડાબી તથા જમણી બંને તરફ આવશે, તો તેનાથી બહાર નીકળી જાઓ, ત્યાં સુધી ઝડપથી ચાલતા રહો, પછી મર્દોએ આહિસ્તા ચાલવાનું છે, જેથી તમારી સાથે જે ઔરતો હતી અને તમારા ઝડપથી ચાલવાના કારણે તેણીઓ પાછળ રહી ગઈ છે, તેણીઓ તમારા સાથે થઈ શકે. હવે આગળ મરવહ પહાડી આવશે, તો તેના ઉપર પણ એટલી ઉંચાઈએ ચઢો, કે જો સામે મકાનો ના હોત, તો બયતુલ્લાહ દેખાત! (હવે ત્યાં બાંધકામ થઈ જવાથી બય્તુલ્લાહ નઝર નથી આવતું). બય્તુલ્લાહ તરફ મોઢું કરીને ઉભા રહો અને ત્યાર પછી, જે રીતે સફા પહાડી ઉપર ઝિક્ર અને દુઆ કરી હતી, અહિયા પણ તેમજ કરો, હવે આ તમારો એક ચકકર પૂરો થયો. હવે મરવહથી સફા તરફ ઉતરીને ચાલો અને લીલા થાંભલાઓ આવે, ત્યારે પહેલાનાં જેમજ ઝડપથી ચાલો, અહિયા સુધી કે બીજા લીલા થાંભલાઓ આવી જાય અને ત્યાર પછી આહિસ્તા ચાલો જેમકે પહેલા ચકકરમાં કર્યુ હતું. હવે તમે સફા ઉપર પહોંચી પહેલાની જેમજ દુઆ કરો, આ તમારો બીજો ચકકર થયો. આજ પ્રમાણે તમારે સાત ચકકરો પૂરા કરવાના છે. સાતમો ચકકર મરવહ પહાડી ઉપર પૂરો

થશે.

(એક ખાસ વાત તરફ ધ્યાન અપાવું, કે આ જે સાત ચકકરો લગાવવાનાં છે, એમાં આપની ભૂલ થઈ શકે છે, અને બની શકે છે, કે આપને યાદ ના રહે કે આપે કેટલા ચકકરો કર્યા છે, માટે ચકકરોને યાદ રાખવા માટે સાત દાણાની તસ્બીહ આંગળીમાં પરોવી રાખો અને દર ચકકરે એક એક દાણો હટાવતા રહો. બીજી વાત એ કે, આપ સઈ કરી રહયા છો, અને હજુ ૩ કે ૪ કે એથી ઓછા વત્તા ચકકરો માર્યા છે, અને મસ્જિદે હરામમાં નમાઝ ઉભી થઈ રહી છે તો તમો પણ સઈ કરવાનું છોડીને, જમાઅતની નમાઝમાં શરીક થઈ જાઓ, અને નમાઝ પછી બાકીના ચકકરો પૂરા કરો. ત્રીજી વાત એ કે સઈમાં વુઝુ હોવું મુસ્તહબ છે, વુઝૂ વગર પણ સઈ થઈ જાય છે.)

હવે તમે સઈના સાત ફેરા પૂરા કર્યા છે, એટલે મતાફમાં આવી, કોઈ પણ જગાએ બે ર'કા'ત નમાઝ પઢો. (શરત આ છે કે મકરૂહ વખત ના હોય, અને સફા કે મરવહ ઉપર નફલ ના પઢશો, ત્યાં નમાઝ પઢવી મકરૂહ અને બિદ્અત છે.)

# માથું મુંડાવવું

હવે "ઉમરહ"ના બધાજ કામો પૂરા થઈ ગયા, એટલે મસ્જિદથી બહાર આવો, અને હવે આપને બાલ મુંડાવવાનાં છે. જો માથાના વાળ આંગળીના વેઢાથી પણ નાના હોય, તો હલક કરાવવું વાજિબ છે, તેના વગર ચાલશે નહિ.

અનેકવાર ઉમરહ કરનારાઓ માટે બેહતર આ છે કે, પહેલી વખતે માથું મુંડાવી નાખે, અથવા કતરાવે. બીજીવાર જયારે માથા પર બાલ ના હોય તો ખાલી અસ્તરો ફેરવી આપે. એવી રીતે દરેક વખતે હલકનો સવાબ મળતો રહેશે.

આ મસ્અલો પણ જાણી લો કે જયારે મુહરિમ (એહરામવાળો) બાલ મૂંડાવવા સિવાયનાં બધાજ કામોથી ફારિગ થઈ જાય, અને ફકત બાલ મૂંડાવવાનું જ બાકી હોય, તો આવો માણસ, (ઓરત કે મર્દ) પોતાના બાલ પણ કાપી શકે છે, અને એના જેવા બીજા મુહરિમ, કે તેને પણ ફકત બાલ જ મૂંડાવવાનું બાકી છે, તેના બાલ પણ કાપી શકે છે.મુસ્તહબ આ છે, કે હલક કે કસર કરાવતી વેળા તકબીર કહે, અથવા દુઆ માંગે.

ઔરત પૂરા માથાના બાલ આંગળીના વેઢા જેટલા કપાવે, એ સુન્નત છે, ચાહે પોતે પોતાના બાલ કાપે, અથવા મહરમ (જેની સાથે નિકાહ જાઈઝ નથી, હરામ છે.) અથવા ધણી પાસે કપાવે, ગેરમહરમ પાસે ઔરતે બાલ કપાવવા જાઈઝ નથી.

અલહમ્દુલિલ્લાહ, હવે બાલ મુંડાવી કે કપાવીને ફારિગ થઈ ગયા એટલે આપનો ઉમરહ પણ પૂરો થઈ ગયો, અને આપનું એહરામ પણ પુરૂ થયું. હવે આપના ઉપર એહરામની કોઈ પણ પાબંદી બાકી નથી. ન્હાવું, સીવેલા કપડાં પહેરવું, ખૂશ્બુ લગાવવી વગેરે જાઈઝ છે અને હવે તમારા માટે તે બધીજ વસ્તુઓ જાઈઝ થઈ ગઈ છે, જે એહરામના કારણે નાજાઈઝ હતી.

હવે ઈન્શાઅલ્લાહ ૮ ઝિલ્હજ્જનાં આપે હજ્જનું એહરામ બાંધવાનું છે, ત્યાં સુધી તમારે મકકહ મુઅઝઝમહમાં એહરામ વગરજ રહેવાનું છે. પણ આ સમયગાળામાં મિનિટે મિનિટની કદર કરશો. બેકાર કામોમાં પોતાનો ટાઈમ ના વીતાવશો અને જેટલું પણ શકય હોય, એટલું મસ્જિદે હરામમાં જ પોતાનો ટાઈમ વીતાવશો. શું ખબર ઝિંદગીમાં ફરી આવો ખૂશનસીબ મોકો મયસ્સર થાય છે કે કેમ ?

આ સમયગાળાને ગનીમત સમજો અને વધારેમાં વધારે તવાફ કરો. એ સિવાય તિલાવત પણ ખૂબ કરો. હજ્જની તારીખો પહેલાં, હરમ શરીફમાં બેસીને ઓછામાં ઓછા, એક વખત તો કુર્આન શરીફ જરૂરથી પુરૂ કરો.

અને વિશેષ રૂપે તમો એવો ખ્યાલ રાખશો કે, તમારી અહિયાની હાજરી કોના કરમના તુફૈલ છે ? આ બધુંજ આકાએ નામદાર સરવરે કાઈનાત હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તુફૈલથી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં એહસાનો નો તકાઝો આ છે, કે સૌથી પહેલા નફલ તવાફ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે કરવામાં આવે, અને તે તવાફમાં કોઈ પણ જાતની દુઆઓ પઢવાના બદલે પૂરા તવાફમાં ફકત દુરૂદ શરીફ જ પઢવામાં આવે, *ત્યાર પછી, થોડીક હિંમતથી કામ લેશો, અને ખુલફાએ રાશીદીન વગેરેને બખ્શવાની નિય્યતથી માટે પણ તવાફ કરશો. તમારા મર્હૂમો માટે, મુહસિનો માટે,તમારા સગાઓ વગેરે માટે પણ તવાફ કરશો. મતલબ કે આ મૌકાનો પૂરેપૂરો ફાયદો ઉઠાવશો.* એટલું યાદ રાખશો કે, દરેક તવાફ પછી બે રકા'ત નમાઝ

પઢવી જરૂરી છે, માટે જયારે જયારે પણ તવાફ પૂરો થાય, પહેલા તવાફની બે રક્અતો પઢવી અને ત્યાર પછી જ બીજો તવાફ કરવો. હાં, મકરૂહ ટાઈમ હોય તો તવાફ કરવાનું ચાલુ રાખશો અને મકરૂહ ટાઈમ નીકળી ગયા પછી, બધાની બે બે રકા'તો પઢી લેશો. (સુર્ય તુલૂઅ થવાનો ટાઈમ, ઝવાલનો ટાઈમ અને સુર્ય ગુરૂબનો ટાઈમ, આ  ત્રણ મકરૂહ ટાઈમો છે.) જેમકે અસરની નમાઝ પછી તવાફ કરી રહયા છો,  તો અસરની નમાઝ પછી નફલ નમાઝ જાઈઝ નથી, માટે જેટલા તવાફો કરવા હોય તે કરો, અને મગરિબ પછી દરેક તવાફની બે બે રકા'તો પઢી લો. દા.ત. અસર પછી કુલ ત્રણ તવાફ કર્યા, તો મગરિબ પછી છ રક્અતો, બે બે રકા'તો કરીને પઢી લો.

નફલો, તિલાવત, ઝિક્ર માટે આ જગા થી બેહતર કઈ જગા હોઈ શકે છે ? અને જો ખાલી હરમ શરીફમાં બેસવાનું પણ થાય, તો મુહબ્બત અને અઝમતના સાથે બયતુલ્લાહ શરીફને વારંવાર જોતા રહેશો. રબ્બુલ આલમીનનું આ તે ઘર છે, જેના તરફ જોવું પણ ઈબાદત છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)

ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, કે અલ્લાહ તઆલા કા'બા શરીફ ઉપર હર વખત એકસો વીસ (૧૨૦) રહમતો ઉતારે છે. જેમાંથી સાઈઠ (૬૦) તવાફ કરવાવાળાઓ ઉપર, ચાલીસ (૪૦) નમાઝ પઢનારાઓ ઉપર અને વીસ (૨૦) કા'બા શરીફને જોવાવાળાઓ માટે. (તબરાની)

હદીષનો અર્થ આ થયો, કે જે માણસ બયતુલ્લાહનો તવાફ પણ કરે છે, મસ્જિદે હરામમાં નમાઝ પણ પઢે છે, અને કઅબતુલ્લાહને જુએ પણ છે, તો તે બધીજ એટલે કે ૧૨૦ (એકસોવીસ) રહમતોનો હકદાર થશે.

એક રિવાયતમાં છે કે જે માણસ બયતુલ્લાહનો તવાફ કરે છે તે એક પગ ઉઠાવીને બીજો પગ મુકે એટલામાં અલ્લાહ તઆલા તેની એક ભૂલ માફ કરી આપે છે અને એક નેકી લખી આપે છે અને એક દરજો બુલંદ કરે છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું છે કે જે માણસ બયતુલ્લાહના પચાસ તવાફ કરે તો તે સગીરહ ગુનાહોથી એવો પાક થઈ જાય છે કે જાણે આજે જ એની

માંએ એને જન્મ આપ્યો હોય. (તિરમિઝી)

ઉલમાએ કિરામ ફરમાવે છે કે એ ફઝીલત માટે એકજ સમયે લગાતાર તવાફ કરવું જરૂરી નથી, બલ્કે ઝિંદગી ભરમાં થોડા થોડા કરીને એ પચાસની સંખ્યા પૂરી કરે તો પણ એ ફઝીલત પ્રાપ્ત થશે. ઈન્શાઅલ્લાહ.

## હજ્જ

**૮ ઝિલ્હજ્જના હજ્જનું એહરામ અને મિના રવાનગી :**

જે દિવસો માટે અલ્લાહ તઆલાએ તમોને બોલાવ્યા હતા, તે દિવસો આવી ગયા. યાદ રાખો, આ દિવસો આપના પૂરા સફરની જાન છે.

ઝિલ્હજ્જની આઠમી તારીખથી ''હજ્જ''ના અરકાનો શરૂ થઈ જાય છે. આઠમીના સૂર્ય ઉગ્યા પછી એહરામની હાલતમાં બધા હાજીઓએ મિના જવાનું છે.

''અહમદાબાદ''થી કે ''મુંબઈ''થી હવાઈ જહાઝમાં બેસતા પહેલા આપે જેવી રીતે ગુસલ કરીને એહરામ બાંધ્યું હતું, એ જ પ્રમાણે આ એહરામ પણ બાંધવાનું છે. બંનેમાં કોઈ ફરક નથી.

હજ્જનું એહરામ હુદૂદે હરમની કોઈ પણ જગાએથી બાંધી શકો છો, તમે જે મકાનમાં ઉતર્યા છે,

ત્યાંથી પણ બાંધી શકો છો.

એહરામ બાંધીને મસ્જિદે હરામમાં આવો અને સહૂલત હોય તો "તવાફે તહિય્યહ" કરો (આ તવાફ ફર્ઝ કે વાજિબ નથી, માટે કરવો જરૂરી નથી અને આ તવાફમાં "રમલ" કે "ઈજતિબાઅ" પણ નથી. (જો તમારી સાથે કમઝોર અને જઈફ લોકો તેમજ ઔરતો હોય, અને તમે આ નફલ તવાફમાં, તવાફે ઝિયારત, કે જે ૧૦, ઝિલ્હજ્જના કરવામાં આવશે, તેનું "રમલ" અને "ઈજતિબાઅ", તેમજ "સઈ" આ તવાફમાં એડવાન્સ કરી લેવા માંગતા હોય, તો કરી શકો છો, એટલે કે પછી તમારે તવાફે ઝિયારતમાં રમલ, સઈ કરવાની જરૂરત નહિ રહે. પણ જે લોકો મજબૂત અને નવજુવાન છે, તેઓએ આ પ્રમાણે એડવાન્સમાં તવાફે ઝિયારતના "રમલ", તથા "સઈ" ના કરવાં જોઈએ, અને ૧૦, ઝિલ્હજ્જના સીવેલા કપડાંમાં જ રમલ તથા સઈ કરે.) નફલ તવાફ કરીને માથું ઢાંકીને બે રકા'ત વાજિબુત્તવાફ પઢો. (જો ભીડ હોય, અથવા કોઈ કારણસર તવાફ ના કરવો હોય તો, જો મકરૂહ વખત ના હોય તો, બે રકા'ત તહિય્યતુલ મસ્જિદ પઢો) ત્યાર પછી બે રકા'ત નમાઝ એહરામનાં સુન્નતની પઢો, પછી માથું ખોલી નાંખો, અને

હજ્જના એહરામની નિય્યત કરો.

اَللّٰهُمَّ اِنِّى اُرِيْدُ الحَجَّ فَيَسِّرْهُ

لِىْ وَ تَقَبَّلْهُ مِنِّى

(અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુલહજ્જ ફયસ્સિરહુ લી વતકબ્બલહુ મિન્ની.)

"અય અલ્લાહ તઆલા હું આપની રજામંદી માટે હજ્જનો ઈરાદો કરું છું. આપ મારા માટે એને આસાન ફરમાવી, કબૂલ ફરમાવો."

ઉપરોકત નિય્યત કરીને પછી "તલબિયહ" પઢો.

لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ

لَبَّيْكَ لا شَرِيْكَ لَكَ لَبَّيْكَ

اِنَّ الْحَمْدَ وَ النِّعْمَةَ لَكَ وَ الْمُلْكَ،

لا شَرِيْكَ لَكَ

લબ્બયૂક,અલ્લાહુમ્મ લબ્બયૂક

લબ્બયૂક લા શરીક લક લબ્બયૂક

ઈન્નલ્–હમ્દ વ ન્નિઅમત લક વલ મુલ્ક,

લા શરીક લક

હું હાજર છું,હે અલ્લાહ હું હાજર છું, હું હાજર છું, આપનો કોઈ જ ભાગીદાર નથી,હું હાજર છું, બેશક બધા વખાણ અને નેઅ્મતો ફકત તમારા માટે જ છે,અને મુલ્ક પણ , તમારો કોઈ જ ભાગીદાર નથી.

''ઉમરહ'' અને ''હજ્જ''માં જયાં જયાં "તલબિયહ" પઢવાનું આવ્યું છે, ત્યાં જયારે જયારે પઢો ત્યારે એકવાર પઢવું તો જરૂરી છે, અને ત્રણવાર પઢવું સુન્નત છે.

"તલબિયહ" પછી જે પણ દિલ ચાહે તે દુઆ કરી શકો છો, પણ ખાસ કરીને આ દુઆ માંગવી જોઈએ :

''અય અલ્લાહ, હું તમારા હુકમ ઉપર અમલ કરવા માટે, અને તમારી રજામંદી માટે પોતાનો દેશ અને ઘરબાર છોડીને તમારા દરવાજા ઉપર હાજર થયો/થયી છું અને મેં હજ્જનું એહરામ બાંધ્યું છે. તમો પોતાની ખાસ મદદ અને તૌફીકથી મારા આ હજ્જને અદા કરાવી આપો અને એને કબૂલ ફરમાવો, અને હજ્જની બરકતોથી મને

નવાઝો. હું તમારાથી તમારી રજામંદી અને જન્નતનો સવાલ કરું છું અને દોઝખ તેમજ તમારી નારાજગીથી પનાહ માંગું છું. અય અલ્લાહ ! દુન્યા અને આખિરતની ભલાઈઓ તેમજ આફિયત મને નસીબ ફરમાવો અને મારી બધીજ ભૂલો અને ગુનાહોને માફ ફરમાવો.

નિય્યત કરવાથી અને તલબિયહ પઢવાથી, હવે ફરીવાર આપના ઉપર તે બધી જ પાબંદીઓ આવી ગઈ, જે ઉમરહના એહરામ વખતે હતી. હવે ૧૦ તારીખના કુર્બાની કર્યા પછી, જયારે માથું મુંડાવશો ત્યારે આપનું એહરામ ખતમ થશે. અલબત્ત, સોહબતની પાબંદી તવાફે ઝિયારત ન કરવામાં આવે ત્યાં સુધી બાકી રહેશે.

''ઉમરહ''ના એહરામ વખતે જે ''તલબિયહ'' પઢતા હતા તે ''તવાફ'' શરૂ કરતાંજ ખતમ થઈ ગઈ હતી. આ ''તલબિયહ'' પણ હવે આપે ઉઠતાં, બેસતાં અને નમાઝો પછી પઢવાની છે અને જયારે તમો ૧૦ ઝિલ્હજ્જના ''જમરએ અકબા''ની રમી માટે પહેલી કાંકરી મારવાનું શરૂ કરશો, કે તરતજ આ ''તલબિયહ'' પઢવાનું પણ ખતમ થઈ જશે. પછી તમારે ''તલબિયહ'' પઢવાની નથી.

# મિના રવાનગી

૮ ઝિલ્હજ્જના આપે ''હજ્જ''નું એહરામ બાંધવાનું છે અને આપને ૮ ઝિલ્હજ્જનાં ''મિના'' જવાનું છે. જે ''મકકહ મુકર્રમહ''થી સાડા ત્રણ માઈલ દૂર છે., ચાલીને જવું પણ કોઈ મુશ્કિલ નથી. હિંમત હોય તો જ ચાલીને જશો, નહિ તો મુઅલ્લિમની ગાડીમાં જશો.

''મિના'' જતી વખતે, એવી જ રીતે'' મિના''થી ''અરફાત'' અને ત્યાંથી ''મુઝદલિફહ'' અને ત્યાંથી વળી પાછા ''મિના'' આવતી વખતે, દરેક જગાએથી  સફર શરૂ કરતી વખતે, તમો પોતાના દિલમાં એવો જ ખ્યાલ જમાવો કે  મારો મવલા હવે મને ત્યાં હાજરીનો હુકમ કરી રહયો છે. જો તમને આવો ખ્યાલ નસીબ થઈ ગયો, તો ઈન્શાઅલ્લાહ ચલત, ફિરત અને દોડભાગમાં આપને ઘણી લઝઝત આવશે.

''મિના'' માટે સવારમાં જલ્દી નીકળી જવું જોઈએ, જેથી વધુ તડકો થતા પહેલાં ''મિના'' પહોંચી જવાય અને ત્યાં પહોંચી આપના મુઅલ્લિમે આપના માટે જે ખેમા(તંબુ)માં અથવા જે જગાએ થોભવાનો ઈન્તિજામ કર્યો છે, ત્યાં આપ આરામ કરો.

# ૮ ઝિલહજ્જના મિનામાં આપે કરવાના કામો

આજે ''મિના''માં આપને કોઈ ખાસ કામ કરવાનું નથી, પણ ઝુહ્ર,અસર, મગરિબ, ઈશા અને ૯ મી ઝિલ્હજ્જની ફજરની નમાઝ ''મિના''માં અદા કરવાની છે.રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પણ પાંચ નમાઝો ''મિના''માં અદા ફરમાવી હતી. આજનો દિવસ અને આજની રાત (એટલે કે ૮ ઝિલ્હજ્જનો દિવસ અને ૮ તથા ૯ ના વચ્ચેની રાત) ''મિના''માં પસાર કરવાની, એ જ એક અહિયાંનો અમલ છે. નમાઝોના ટાઈમે નમાઝો પઢશો, અને ઝિક્ર તથા તિલાવત તેમજ દુઆઓ વિગેરેમાં મશ્ગૂલ રેહશો અને આપના સાથીઓને પણ આવા કામો કરવાની તરગીબ આપશો. આ ઈબાદતોનાં દિવસો છે, ઈબાદતોની રાતો છે અને લોકો પોતાના માલિકને યાદ કરે છે હજ્જના દિવસોમાં ''મિના''માં જુમ્અહની નમાઝ પઢવું જાઈઝ છે.

# ૯ ઝિલ્હજ્જના અરફાત માટે રવાનગી

નવમી ઝિલ્હજ્જના સવારમાં સૂર્ય નીકળ્યા બાદ

''મિના''થી ''અરફાત'' જવાનું છે. ૯મી ઝિલ્હજ્જના, ફજરની નમાઝ ઈસ્ફારમાં (સવારનું અજવાળું સારી રીતે ફેલાઈ જાય ત્યારે) પઢો અને જયારે સુર્યોદય થાય ત્યારે ''અરફાત'' જવા રવાના થઈ જાઓ. ''મિના''થી ''અરફાત'' લગભગ ૬ માઈલ છે.૩ માઈલ ચાલ્યા પછી ''મુઝદલિફહ'' આવશે, જયાં આજે રાત્રે આપે આવીને રાત ગુજારવાની છે, પણ અત્યારે તો ત્યાંથી પસાર થઈ જવાનું છે, ત્યાં થોભવાનું નથી.અલ્લાહના ઘણા બંદાઓ આ રસ્તો પગપાળા કાપે છે. આ મુકદદસ મકામાતનો હક અદા કરવા માટે આપણે તે તમામ પ્રયત્નો કરવા જોઈએ જે આપણાથી શકય હોય. પણ જો તમોને એવો ભય હોય, કે પગપાળા જશો તો થાકી જશો અને અરફાત જઈ ઝિક્ર, દુઆ વગેરે, જેવી ચુસ્તીના સાથે થવા જોઈએ, એ પ્રમાણે નહિ થાય, તો પછી તમે સવારીમાં જ જાઓ. હવે, તમો થોડીક જ વારમાં ''અરફાત'' પહોંચી જશો, અને ખાસ યાદ રાખશો કે, ''તલબિયહ'' પ્રતિ ગફલત ના થાય, રસ્તામાં પઢતા પઢતા જ ચાલશો.

આજે મગફિરતનો દિવસ છે, આજે અરફાનો દિવસ છે, જે હજ્જનો મોટો રૂકન છે. મસ્અલાના એઅ્તિબારથી ૯ ઝિલ્હજ્જના બપોરથી ૧૦મી

ઝિલ્હજ્જની સુબ્હે સાદિક સુધીમાં થોડીકવાર માટેનો અહિયા વુકૂફ, એ હજ્જનો મોટો રૂકન છે, જેના વગર હજ્જ થશે નહિ. ઝવાલ પછી વુકૂફ (રોકાણ)નો ટાઈમ શરૂ થઈ જાય છે, એટલા માટે ઝવાલ પછી અરફાતમાં રહેવું જરૂરી છે. જો થઈ શકે તો, ઝવાલ પહેલા ગુસ્લ કરી લો, જેથી તબિયતમાં સ્ફુર્તી આવી જાય, પણ બદન ઉપર સાબુ વગેરે લગાવશો નહિ, અને મેલ પણ ઉતારશો નહિ, કારણ કે એહરામની હાલતમાં તેની મનાઈ છે. અને જો ગુસલની સહૂલત ના હોય, અથવા વ્યવસ્થા ના થઈ શકતી હોય, તો ફકત વુઝૂ કરી લો.

એ પણ યાદ રાખો કે ૯ઝિલ્હજ્જની ફજરની નમાઝ પછીથી, "તકબીરે તશરીક" શરૂ થઈ જાઈ છે, માટે "મિના" અને "અરફાત"માં બંને જગાએ, ફર્ઝ નમાઝ પછી એક વખત આ તકબીરે તશ્રીક પઢવી :

اَللّٰہُ اَکْبَرَ اَللّٰہُ اَکْبَرَ، لَا اِلٰہَ اِلَّا اللّٰہُ وَ اَللّٰہُ اَکْبَرَ، اَللّٰہُ اَکْبَرَ وَ لِلّٰہِ الْحَمْد۔

"અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા

ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વ લિલ્લાહિલ હમ્દ."

(અલ્લાહ સૌથી મોટો છે, અલ્લાહ સૌથી મોટો છે, અલ્લાહના સિવાય કોઈ મઅ્બૂદ નથી, અને અલ્લાહ સૌથી મોટો છે,અલ્લાહ સૌથી મોટો છે, અને અલ્લાહ માટેજ બધા વખાણ છે.)

૯ મી ઝિલ્હજ્જથી ૧૦ ઝિલ્હજ્જ સુધી ફર્ઝ નમાઝો પછી પહેલા તકબીર પઢવી, પછી "તલબિયહ" પઢવું. પરંતુ દસમી ઝિલ્હજ્જની "રમી" (શયતાનને કાંકરા મારવાનો અમલ) શરૂ કરવાની સાથે જ "તલબિયહ" પઢવું ખતમ થઈ જાય છે. હવે ૧૩, મી ની સાંજ સુધી ફર્ઝ નમાઝો પછી ફકત "તકબીરે તશ્રીક" જ પઢવામાં આવશે.

અય્યામે તશ્રીકમાં (તે દિવસો જેમાં નમાઝ પછી તકબીરે તશ્રીક કેહવી વાજિબ છે) નમાઝ પછી જો પહેલાં "લબ્બૈક" કહી આપ્યું, તો હવે "તકબીરે તશ્રીક" સાકિત થઈ જશે.

"અરફાત" પહોંચીને પોતાના તંબુમાં થોભો. અરફાત પહોચ્યા પછી ઝવાલ પહેલાં ખાવા–પીવા અને પોતાની બીજી જરૂરતોથી પરવારી જવું.

''અરફાત''નું મેદાન એક વિશાળ મેદાન છે. ચારેવ બાજુ તેના હુદૂદ ઉપર નિશાનીઓ લગાવી દેવામાં આવી છે. ત્યાં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની બનાવેલ એક મસ્જિદ (મસ્જિદે નમિરહ) પણ છે.

અરફાતના મેદાનમાં ઝવાલથી પહેલા તૌબા, ઈસ્તિગફારમાં લાગી જાઓ. મસ્અલાના એઅ્તિબારથી ઝુહર અને અસરની નમાઝ આપે અરફાતમાં અદા કરવાની છે. ઝવાલનો ટાઈમ પૂરો થતાં જ મસ્જિદે નમિરહના ઈમામ સાહેબ એક અજાન અને બે તકબીરોની સાથે ઝુહરના ટાઈમે ઝુહર તથા અસરની નમાઝ મિલાવીને પઢાવશે. (પરંતુ ઈમામ અબૂ હનીફહ (રહ.) ના મતાનુસાર અરફાતના મૈદાનમાં ઝુહર અને અસરની નમાઝ તે માણસ મિલાવીને પઢે, જે ઈમામની પાછળ હોય,અને એકલા પઢવાની સૂરતમાં ઈમામ સાહબ (રહ.) મિલાવવાના કાઈલ નથી.) જે લોકો મસ્જિદે નમિરહ ના ઘણા જ નઝદીક હોય, તેઓ મસ્જિદમા જવાની કોશિષ કરે, પણ જે લોકો મસ્જિદથી દૂર છે, તેઓને મશ્વેરો આપવામાં આવે છે, કે તેઓ મસ્જિદ જવાની કોશિષ ના કરે, કારણ કે એકજ દેખાવના હજારો તંબૂઓ (ખેમા) હોવાના કારણે નમાઝ પછી

પોતાના ખૈમામાં , પહોંચવાના બદલે ભટકી જશો, અને તમો તથા તમારા માણસો તકલીફમાં મુકાઈ જશો. એટલા માટે ખૈમામાં અલગ અલગ જમાઅત સાથે નમાઝ અદા કરવામાં આવે છે, તે જ બેહતર છે.(અરફાતના મૈદાનમાં ઝુહર અસરની નમાઝો ભેગી કરવી વાજિબ નથી.) અજાન થતા જ પોતાના ખૈમામાં લોકો ભેગા થઈને પોત પોતાના ઈમામ પાછળ ફકત ઝુહરની નમાઝ પઢે છે, અને અસરના ટાઈમે અસરની નમાઝ પઢે છે.

વર્તમાન સમયમાં સાવચેતી ખાતર બેહતર એજ છે કે પોતાના તંબુમાં ઝોહર અને અસરને દરરોજની જેમજ પોતાના નિયમિત સમય પર પઢવી.

''અરફાત''માં જુમ્આની નમાઝ પઢવું જાઈઝ નથી.

ઝવાલ પછી વુકૂફનો ટાઈમ શરૂ થાય છે અને ગુરૂબે આફતાબ સુધી રહે છે.નમાઝથી ફારિગ થઈ વુકૂફમાં મશ્ગૂલ થઈ જાઓ, જો શકય હોય તો વુકૂફના સમયે છાયડામાં ઊભા રહેવું નહિં બલ્કે તડકામાં ઊભા રહેવું એ બેહતર છે, પરંતુ તકલીફ, કમશકિત અથવા બીમાર થઈ જવાનો ભય હોય તો છાયડામાં પણ ઊભા

રહી શકો છો .અને જો થઈ શકે તો કિબ્લહ તરફ મોઢું કરીને ઉભા રહી વુકૂફ કરો. જો પૂરો ટાઈમ ઊભૂ રહેવું મુશ્કિલ હોય, તો જેટલીવાર ઉભા રહી શકતા હોય તેટલીવાર ઉભા રહો. વુકૂફ વખતે બેસવું બલ્કે સુઈ જવું પણ જાઈઝ છે.

''અરફાત''ના મેદાનના આ થોડાક કલાકો વીતાવવા (ઝુહરથી ગુરૂબે આફતાબ સુધી) આખી હજ્જનો નીચોડ છે. અલ્લાહનાં વાસ્તે એક સેકન્ડ પણ ગફલતમાં બરબાદ ના કરતા. અહિયાંનો ખાસ વઝીફો તો દુઆ અને ઈસ્તિગફાર છે. પરંતુ આપણા જેવાઓ માટે પૂરો ટાઈમ દિલ લગાવીને ફકત દુઆમાં મશ્ગૂલ રહેવું મુશ્કેલ છે, એટલા માટે પોતાની તબીયતના મુવાફિક તકબીર, લાઈલાહ ઈલ્લલ્લાહ, અને તિલાવતનું કામ પણ રાખશો અને થોડી થોડી વારે તલબિયહ પઢતા રહેશો.

જયારે તડકો ફીકો પડે, તો ''તલબિયહ'' પઢતાં પઢતાં ''જબલે રહમત''ની તરફ જાઓ, અને ત્યાં પણ ખૂબ દિલ ખોલીને દુઆ કરો. જે લોકોની નજરથી આ કિતાબ ગુજરે તેઓથી આ આજિઝ ''ઈકબાલ ફલાહી''ની આજિજાનહ દરખ્વાસ્ત છે, કે તેઓ આ સિયાહકાર

"ઈકબાલ ફલાહી" માટે પણ, મૌત સુધી દીનો ઈમાન ઉપર કાયમ રહેવાની, અને મૌત પછી, મગફિરત અને જન્નતની દુઆ જરૂર કરે. આપનો મોટો એહસાન ગણાશે.

"વકત પર ભૂલ ન જાના, યે જરા યાદ રહે."

આ ટાઈમ અને આ મકામ, દુઆઓ અને ઈસ્તિગફારની કબૂલિયતનો છે, અને આવો મુબારક વખત ઝિંદગીમાં વારે ઘડીયે નથી આવતો અને તેમાંય વળી અરફાત જેવી મુકદદસ જગા બીજે કયાંય નથી મળી શકતી, એટલે દરેક દુઆ દિલથી માંગો.

શું તમે નથી જાણતા કે લાખો–કરોડો માણસો, આ મુકદદસ ફર્ઝ (હજ્જ)ની તમન્ના કરતાં કરતાં દુન્યાથી ચાલ્યા ગયા. માટે "ગયા વકત ફીર હાથ આતા નહિ."ની કહેવત યાદ રાખી, ખૂબ ખૂબ અને ખૂબ જ વસૂલ કરો.

મતાફ, મકામે ઈબ્રાહીમ, મુલ્તઝમ, રૂક્ને યમાની, ઝમઝમ, બયતુલ્લાહ શરીફ, સફા, મરવહ, તથા સફા મરવહના વચ્ચેનો ભાગ, અરફાત, મુઝદલિફહ, મિના, જમરએ ઊલા, જમરએ વુસ્તા વગેરે તમામ જગાઓ કે જે દુઆ કબૂલ થવાની જગાઓ છે અને જયાં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અને

<u>ખાતમુન્નબિય્યીન સય્યિદના હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને તેમના સિવાય ન જાણે સેંકડો હજારો પેગમ્બરોએ અને લાખો બલ્કે કરોડો વલીઓએ પોતપોતાના ઝોક શોક, અને પોતપોતાના ઝર્ફ (ગજા) પ્રમાણે કેવી કેવી ઈલ્હાહજારીથી (રડી રડીને) અલ્લાહથી દુઆઓ માંગી હશે? અને કેવા તડપતા દિલથી તેને યાદ કર્યો હશે?</u> તો તમે પણ આ બધી જ જગાઓએ પહોંચવાનાં છો, અને અલ્લાહથી દુઆઓ કરવાના છો, માટે આ જગાઓની દુઆઓ સંબંધી આપને મશ્વેરો આપવામાં આવે છે કે, તમો ઉપરોકત જગાઓએ જયારે દુઆઓ માંગો, તો તેની સાથે સાથે આટલી દુઆ પણ જરૂરથી કરશો કે :

" અય અલ્લાહ ! તારા મકબૂલ બંદાઓએ આ જગા ઉપર તારાથી જે જે દુઆઓ, જયારે જયારે પણ કરી છે અને જે જે વસ્તુઓનો તારાથી સવાલ કર્યો છે, ઓ મારા રહીમો કરીમ પરવરદિગાર, હું પોતાની નાઅહલિયત, નાલાઈકી અને ગુનાહોના ઈકરાર સાથે, ફકત તારી અને તારી જ શા'ને કરીમી ઉપર ભરોસો કરીને, તે બધી જ વસ્તુઓનો આ જગાએ તારાથી સવાલ કરું છું. અને જે જે ચીઝોથી તેઓએ આ મકામ ઉપર

તારાથી પનાહ માંગી છે, આ જગાએ હું પણ તે તમામ વસ્તુઓથી પનાહ માંગું છું.

અય અલ્લાહ ! આ ખાસ જગાની જે ખાસ રોશની અને બરકતો છે, મને તેનાથી મહરૂમ ના કરો અને અહિયા હાજર થનાર તમારા સારા બંદાઓને તમેં જે કંઈ આપ્યું હોય, અથવા તમો તેમને જે કંઈ આપનાર હોય, મને પણ તેમાં ભાગીદાર બનાવો, અને એનો થોડો ભાગ મને પણ અતા ફરમાવો, તમારા ખજાનામાં કોઈ જ કમી નથી.

અને ૧૦૦ વખતે ચોથો કલિમહ જરૂર પઢશો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અને આપનાથી પહેલા અંબિયા (અલયહિમુસ્સલામ) બધાએ જ, આ કલિમહને પોતાના માટે દુઆનો દરજજો આપ્યો છે.

<u>ચોથો કલિમહ :</u>

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَ لَهُ الْحَمْدُ، يُحْيِ وَ يُمِيْتُ بِيَدِهِ الْخَيْرُ، وَهُوَ عَلٰى كُلِّ

شَيْءٍ قَدِيْرٌ

(લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ, લહુલ મુલ્કુ વ લહુલ્હમ્દુ, યુહયિ વ યુમીતુ, બિયદિહિલ ખયર, વ હુવ અલા કુલ્લિ શયઈન કદીર.)

" અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તે એકલા જ છે, તેનો કોઈ ભાગીદાર નથી, તેની જ બાદશાહી છે અને તેના માટે જ બધા વખાણ છે, તે જ જીવાડે છે અને તે જ મારે છે, તેના જ કબ્જામાં દરેક ભલાઈ છે, અને તે દરેક વસ્તુ ઉપર શકિત ધરાવે છે."

પોતાના વાલિદૈન માટે દુઆઓ માંગો, કારણ કે આ દુન્યામાં અલ્લાહ અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પછી તમારા મા–બાપ , તમારા સૌથી મોટા મુહસિન છે. અને જેમના વાલિદૈન અથવા મા–બાપમાંથી કોઈ એક ઈન્તિકાલ કરી ગયા હોય તો તેમની મગફિરત માટે દુઆઓ કરો. બીજા મર્હુમો માટે, ઉમ્મતનાં માટે,સહાબએ કિરામ (રદિ.) માટે, પોતાના દીની ભાઈઓ તથા દેશ માટે દુઆઓ કરો.

અદબથી એ પ્રમાણે ઉભા રહો, કે જાણે તમો અલ્લાહ તઆલા સમક્ષ તેના દરબારમાં ઉભા છો. હાં,

આ અલ્લાહ રબ્બુલ ઈઝઝતનો દરબાર જ છે અને આપ તેની રહમતના ખોળામાં ઉભા છો, માટે માંગવામાં પીછેહઠ ના કરશો. પોતાની ઝુબાનમાં માંગો, કારણકે દરેક ઝુબાનનો પૈદા કરનારો તમારી ઝુબાનને જાણે છે, અને સમજે છે. અને દુઆ વખતે તમારૂ દિલ અને તમારી આંખો પણ ઝુબાનનો સાથ આપે એ અત્યંત જરૂરી છે. જયાં જયાં દુઆઓ માંગો ત્યાં ત્યાં તમારી આંખો પોતાના પાણીથી તમારા દિલને ધુએ જે ઘણું જ જરૂરી છે. ખૂબ આંસૂ વહાવો, જેમ નાનાં બચ્ચાઓ રડી રડીને, અને આંસૂ વહાવી વહાવીને પોતાના મા–બાપથી પોતાની ફરમાઈશ પૂરી કરાવી લે છે.

આખરે સુર્ય આથમ્યો, દુન્યામાં જયાં જયાં સુર્ય ડૂબ્યો હશે, ત્યાં ત્યાં મગરિબની નમાઝ થઈ રહી હશે અને જે લોકો નમાઝ નહિ પઢતા હોય તેઓ અલ્લાહના ત્યાં નમાઝ છોડનારા અને ગુનેહગાર ગણાતા હશે. પણ ખુદા વહદહુ લા શરીક લહૂની કુદરત તો જુઓ, કે આ મેદાનમાં જયા અલ્લાહ તઆલાનાં બોલાવેલા મુસલમાનો ભેગા છે, અને જેમણે આજે હજ્જનો મોટો રૂકન અદા કર્યો છે, તે બધા જ મગરિબની નમાઝ છોડી રહયા છે. લાખોમાં કદાચ કોઈ જ એવો નાદાન હશે, જે

મગરિબની નમાઝ પઢતો હશે. અલ્લાહુઅકબર ! આ જ બાદશાહી શા'ન છે. જયાં ઈરાદો કર્યો, ત્યાં હુકમ આપ્યો અને જયાં ઈરાદો કર્યો ત્યાં રોકી દીધા. આજે હુકમ છે કે મગરિબની નમાઝ, ઈશાની નમાઝ સાથે મુઝદલિફહમાં પઢવામાં આવશે. તે લોકો કે જેમણે કયારેય એક પણ નમાઝ છોડી નથી, તે પણ આજે ખૂશી ખૂશી છોડી રહયા છે. અરફાત વાળાઓ માટે આજે મગરિબની નમાઝની જગા મુઝદલિફહ છે, (જો કોઈ રસ્તામાં મગરિબની નમાઝ પઢી લેશે તો પણ મુઝદલિફહમાં જઈને ફરીથી પઢવી પડશે.)અને આજે મગરિબની નમાઝનો ટાઈમ ઈશાનો ટાઈમ છે.

يَفْعَلُ اللّٰهُ مَا يَشَاءُ وَ يَحْكُمُ مَا يُرِيْد

યફઅલુલ્લાહુ મા યશાઅુ વ યહકુમુ મા યુરીદુ

"અલ્લાહ તઆલા જે ચાહે તે કરે છે, અને જે ચાહે તેનો હુકમ ફરમાવે છે."

વુકૂફે અરફાતના પછી દરેકના ચહેરા પર ખૂશી છવાઈ જાય છે, અને આંખોમાં પાકીઝગીનું નૂર ફેલાઈ જાય છે. હવે મેદાને અરફાતથી સફર કરવાનો હુકમ છે.

હવે તે શહેર જે અરફાતના મેદાનમાં આબાદ હતું, મુઝદલિફહ તરફ રવાના થશે.

## અરફાતથી મુઝદલિફહ માટે રવાનગી

હવે લાખો માણસોની આ વસ્તી ૩ માઈલ દૂર જતી રહેશે. *"અરફાત" અને "મુઝદલિફહ"ના વચમા અલ્લાહની શા'ન નઝર આવે છે. મોટરો અને ગાડીઓનો આટલો મોટો સૈલાબ (કાફલો) તમે ઝિંદગીમાં કયારેય જોયો નહિ હોય.*

જુઓ થોડીવારમાં મુઝદલિફહ પણ આવી ગયું. એક મૈદાનમાં એક સાથે લાખો મુસાફિરો ઉતરી પડયા છે. આજની રાત તમને મુઝદલિફહ, ચો તરફ આબાદ નઝર આવશે ! શું ખયરો બરકતની રાત હશે! તમને જે પણ ટાઈમ મળે, તેને ગનીમત જાણશો.

<u>મુઝદલિફહની આજની રાતના વિષે આવ્યું છે કે :</u>

فَــاِذَا قَـضَيْـتُـمْ مِنْ عَرَفَـاتٍ

فَاذْكُرُوا اللّٰهَ عِنْدَ الْمَشْعَرِ الْحَرَامِ

"તમો જયારે અરફાતથી પાછા વળીને

મુઝદલિફહ આવો તો અહિયા મશઅરે હરામની પાસે, અલ્લાહના ઝિક્રમાં મશ્ગૂલ રહો."

બતાવવામાં આવ્યું છે કે મુઝદલિફહમાં રહેવાવાળા હાજીઓ માટે આ રાત શબે કદ્રથી પણ અફઝલ અને કાબિલે કદ્ર છે.આ રાતની કદ્રો કીંમતને યાદ રાખશો, આ રાતને જાગીને વિતાવવામાં આવે.ઈબાદત, ઝિક્ર, ઈસ્તિગફાર, તૌબા અને દુરૂદ શરીફમાં મશ્ગૂલ રહેશો. બેશક તમે સુઈ પણ શકો છો, પણ સુવા માટે આખી ઝિંદગી પડેલી છે, આવી રાતો ઝિંદગીમાં વારંવાર નસીબ નથી થતી. લગભગ એવું બને છે કે અરફાતના દિવસભરના થાકેલા, પાકેલા, અહિયાં આવી સુઈ જાય છે અને રાત, સુવાની હાલતમાં જ કાઢે છે. એટલા માટે તમો એ વાતનો ખ્યાલ રાખશો કે રહમત અને બરકતવાળી આ રાત, કયાંક ઊંઘમાં વેડફાય ના જાય. જો થાક નો અસર હોય અને તબિયત સુવા માટે બેચેન હોય તો એમ કરવું બેહતર છે કે, પહેલાં જયારે ઈશાની નમાઝનો ટાઈમ થઈ જાય (ઈશાના ટાઈમ પહેલા મુઝદલિફહ પહોચી ગયા હોય તો જયાં સુધી ઈશાનો ટાઈમ ના થાય, મગરિબની નમાઝ પઢવી નહિ.) તો મગરિબ અને ઈશા બંને નમાઝો એકજ ટાઈમમાં એ રીતે પઢશો, કે પહેલા મગરિબની ત્રણ ફર્ઝ, અને પછી

ઈશાની ચાર, અથવા બે રકા'ત (મુસાફિર હોય તો) ફર્ઝ અદા કર્યા પછી, મગરિબ ની સુન્નતો અને નવાફિલ, અને ત્યાર પછી ઈશાની સુન્નતો અને નવાફિલ અને વિત્ર પઢશો. મતલબ આ છે, કે બંને નમાઝોના ફર્ઝના વચમાં કોઈ સુન્નત કે નફલ ન પઢવામાં આવે.(મુઝદલિફહમાં મગરિબ તથા ઈશાની નમાઝ ભેગી પઢવા માટે જમાઅત શર્ત નથી, ચાહે તો જમાઅત સાથે પઢો, ચાહે એકલા પઢો, પણ બંને નમાઝ ભેગી પઢો અને જો જમાઅતથી પઢો તો સારૂ છે.)

મગરિબ અને ઈશાની નમાઝ પઢીને થોડીવાર તસ્બીહ તથા ઈસ્તિગફાર અને અલ્લાહની હમ્દ બયાન કરી, તેના સમક્ષ દુઆ કરીને થોડીવાર માટે આરામ કરી લેશો અને પછી ઉઠીને સવાર સુધી અલ્લાહના ઝિક્રમાં મશ્ગૂલ થઈ જશો અને અરફાતનાં મેદાનની જેમ અહિયાં પણ દુઆઓ વગેરેમાં મશ્ગુલ રહેશો.

ફજરની નમાઝ સુબ્હે સાદિક થયા પછી પઢશો. જયારે સુબ્હે સાદિક થાય છે, ત્યારે હુકૂમત તરફથી તોપનો ગોળો ફોડવામાં આવે છે, ત્યાર પછી જ ફજરની નમાઝ પઢશો, જેથી મુઝદલિફહ માં સુબ્હે સાદિક પછી થોભવું, જે વાજિબ છે, તેના ઉપર પણ અમલ થઈ જાય.

ઘડીયાળમાં સમય જોઈએ અમલ કરવો હિતાવહ છે.

"મુઝદલિફહ"નો વુકૂફ વાજિબ છે, અને સુબ્હે સાદિક પછી વુકૂફનો ટાઈમ શરૂ થઈ જાય છે, જે સુર્ય ઉગવાના પહેલાં પહેલાં સુધી રહે છે, જે લગભગ દોઢ કલાકનો સમય થાય છે. અને સૂરજ ઉગતાંજ વુકૂફનો ટાઈમ પૂરો થઈ જાય છે, ત્યાર પછી વુકૂફ કરવું સહીહ ગણાશે નહિ, અને એના છૂટવાના કારણે દમ વાજિબ થશે. એવી જ રીતે, સુબ્હ સાદિક પહેલાં, જો કોઈ માણસ મુઝદલિફહથી ચાલ્યો જાય, તો પણ વુકૂફ ગણાશે નહિ, અને દમ વાજિબ થશે.

"મુઝદલિફહ"થી મિના રવાના થતાં પહેલા ખાસ યાદ રાખો કે આપે મિનામાં શૈતાનને કાંકરીઓ મારવાની છે, તે કાંકરીઓની વ્યવસ્થા અહિંયા મુઝદલિફહમાંથી જ કરી લેશો, એટલે કે ઓછામાં ઓછી ૭૦ કાંકરીઓ ધોઈને એક થેલીમાં મુકી આપો, તે કાંકરીઓ નતો બહું મોટી હોય અને ન, ઘણી નાની હોય, બલ્કે ચણા જેટલી અથવા ખજૂરના ઠરયા જેટલી હોય. જો મુઝદલિફહથી કાંકરીઓ નહિ લો તો, પાછળથી આપને પરેશાની થશે કારણ કે બીજી જગાએથી કાંકરીઓ મળવી મુશ્કિલ થઈ જાય છે. (મોટા પથ્થરને

તોડીને રમી માટે નાના નાના ટુકડા કરવા મકરૂહ છે, એવી જ રીતે જમરહની પાસેથી કાંકરીઓ લેવી પણ મકરૂહ છે, હદીસ શરીફમાં આવે છે કે, જેમની હજ્જ કબૂલ થાય છે, તેમની કાંકરી ઉઠાવી લેવામાં આવે છે. અને ત્યાં પડી રહેલ કાંકરીઓ, કબૂલ ન થયેલી (મરદૂદ) છે. (તેમજ નાપાક જગાએથી લેવી પણ મકરૂહ છે.)

"મુઝદલિફહ"માં ફજરની નમાઝ પઢીને, થોડીવાર વુકૂફ કરો અને અદબ, એહતિરામથી તૌબા, ઈસ્તિગફાર કરો. પોતાના ગુનાહોની મા'ફી માંગો. સૂરજ નીકળવાની થોડીક મિનિટો પહેલાં, વુકૂફનો ટાઈમ પૂરો થઈ જાય છે. જો કોઈ માણસ ફજરની નમાઝમાં, વુકૂફની નિય્યત કરી લે, અને તસ્બીહ, તકબીર, તલબિયહ કહી લે, તો પણ આ વાજિબ અદા થઈ જશે.

(આ વુકૂફ સુબ્હે સાદિકથી લઈ ખૂબ અજવાળું થતાં સુધી (એટલે કે સૂર્ય ઉગવાથી પાંચ મિનીટ પહેલાં સુધી) સુન્નતે મુઅકકદહ છે.)

કેટલાક હાજીઓ આ ગલતી કરે છે કે, અરફાતથી પાછા ફરતા સીધા મિના ચાલ્યા જાય છે, અને કેટલાક મુઝદલિફહમાં રાતના એક બે કલાક રહીને મિના ચાલ્યા જાય છે. હાલાંકે, સુબ્હે સાદિક પછી

મુઝદલિફહમાં રહેવું જરૂરી છે, અને હજ્જના વાજિબાતમાંથી છે. વુકૂફે મુઝદલિફહ છોડી દેવાથી દમ વાજિબ થશે. હાં, ફકત ઔરતો માટે રજા આપવામાં આવી છે. અગર તેણીઓ ભીડના કારણે મુઝદલિફહમાં ના રોકાય તો તેણીઓ ઉપર દમ વાજિબ થશે નહિ.

સુબ્હે સાદિકનો ખરો ટાઈમ જાણવા માટે એમ કરશો કે ૭/૮ ઝિલ્હજ્જના મસ્જિદે હરામમાં ફજરની અજાનનો ટાઈમ નોંધ કરી લેશો, અને તેના પાંચ મિનિટ પછી, મુઝદલિફહમાં ફજરની નમાઝ પઢો. (કેટલાક લોકો ધોકો આપવા વહેલી અજાન આપે છે, અથવા મુઅલ્લિમ જલ્દીના કારણે સુબ્હેસાદિક પહેલાંજ નમાઝ પઢાવી લે છે) તો તમારે તમારા ઘડિયાળ ઉપર જ ભરોસો કરવાનો છે, અને ટાઈમ થયા પછી જ ફજરની નમાઝ પઢવી અને ત્યાર પછી જ "મિના" માટે રવાના થવું, શરઈ ઉઝ્ર વગર સુબ્હે સાદિક પહેલાં જો કોઈ રવાના થશે, તો દમ વાજિબ થશે. ખૈર, ફજરની નમાઝ પછી તમે જોશો, કે ઈન્સાનોનો આ સમંદર ફરી એકવાર મિના તરફ જઈ રહયો છે.

## મુઝદલિફહથી પાછા ફરતાં, મિનામાં કિયામ અને રમ્યેજિમાર

૧૦ ઝિલ્હજ્જના ''મુઝદલિફહ''થી ''મિના'' આવીને, સૌથી પહેલાં ''જમરએ અકબા'' (છેલ્લા શૈતાન)ની રમી કરવાની છે.

આજે ૧૦ ઝિલ્હજ્જના તમારે ફકત એકજ જમરહને એટલે કે ''જમરએ અકબહ''ની રમી કરવાની છે. આ જમરહ ઉપર પહેલી કાંકરી મારવાના સાથે જ તલબિયહ ખત્મ થઈ જાય છે, માટે ત્યાર પછી તલબિયહ પઢવું નહિ. રમીનો સુન્નત વખત સુર્ય નીકળ્યા પછીથી ઝવાલ સુધીનો છે. જો કોઈ માણસ ઝવાલ પછીથી મગરિબ સુધીમાં કરે, તો પણ જાઈઝ છે, મકરૂહ નથી, પરંતુ જો કોઈ મગરિબથી સુબ્હે સાદિક સુધીમાં કરશે, તો રમી તો થઈ જશે, પણ મકરૂહ છે.

''રમી'' કરવા માટે જમરહથી નઝદીક હોવું કે દૂર હોવું કોઈ જ શર્ત નથી, જયાંથી પણ રમી કરશો રમી થઈ જશે. પરંતુ સુન્નત આ છે, કે જમરહથી પાંચ હાથ અથવા થોડેક દૂર ઉભા રહેવામાં આવે, એનાથી ઓછા દૂરથી રમી કરવી મકરૂહ છે.

''રમી'' કરવા માટે કાંકરી કેવીરીતે પકડવી એવી કોઈ શર્ત  નથી, પણ મુસ્તહબ આ છે કે અંગુઠા અને કલિમહની આંગળીથી પકડીને મારવામાં આવે અને

આ પણ મુસ્તહબ છે કે, મારતી વખતે હાથ એટલો ઉંચો થાય કે બગલ ખૂલી જાય અને બગલની સફેદી દેખાય.

"રમી" કરતી વખતે "તકબીર" કહેવું મસ્નૂન છે. અટેલે જયારે પણ કાંકરીઓ મારો ત્યારે આ પઢો :

بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَرْ رَغْمًا لِلشَّيْطَانِ وَرِضًى لِلرَّحْمَان

(બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર, રગ્મન લિશ્શયતાન વ રિદન લિર્રહમાન.)

"હું અલ્લાહના નામથી શરૂ કરું છું, અલ્લાહ સૌથી મોટો છે. (આ કાંકરી) શૈતાનને ઝલીલ કરવા, અને અલ્લાહ પાકને રાજી કરવા માટે મારું છું"

પહેલો જમરહ "મસ્જિદે ખૈફ" પાસે છે, જેને "જમરએ ઊલા" કહે છે, અને ત્રીજો જમરહ, મિનાની છેલ્લે છે, તેને "જમરએ અકબા" કહે છે. અને એક જમરહ, આ બંનેના વચમાં છે જેને "જમરએ વુસ્તા" કહે છે.

"સઊદી હુકૂમતે" ત્રણેવ જગાએ, ત્રણે શૈતાન માટે થાંભલાઓની નિશાનીઓ બનાવેલી છે, અને અલગ

અલગ ઝુબાનોમાં બોર્ડ પણ લગાવ્યું છે, ઉર્દૂમાં પણ લગાવેલું છે, એ વાત પણ ધ્યાનમાં રહે કે આ જમરા પોતે શયતાન નથી, બલ્કે શયતાન જાહિર થયો હતો તે સ્થળોની નિશાનીઓ છે. માટે કાંકરીઓ એવી રીતે મારો કે થાંભલાની જડ માં અથવા થાંભલાની આસપાસ જયાં કાંકરીઓ ભેગી થાય છે, ત્યાં જઈને પડે.જે કાંકરી થાંભલાની જડથી ૩ હાથ અથવા એનાથી વધૂ દૂર પડશે તે કાંકરી મારેલી ગણાશે નહિ, તેને ફરીથી મારવી પડશે. જો ફરી નહિં મારો તો દમ વાજિબ થશે.

હાજીઓની ભીડના કારણે "સઊદી હુકૂમતે" જમરહની સડક પહોળી કરી છે, અને જમરાતવાળા ભાગની સડકને ઉપર નીચે ડબલ કરી નાખી છે. હવે દરેક જમરહ ઉપર ઉપરથી પણ રમી થઈ શકે છે.

માટે આપ જયાંથી પણ કાંકરી મારશો આપની રમી સહીહ ગણાશે. <u>પણ આપને મશ્વેરો આપું છું કે આપ ઉપરથી કરશો, તો રાહત રહેશે, કારણ કે નીચે બધુ બંધ છે, જયારે ઉપર ખુલ્લું છે, ઘરડા લોકો, બીમારો, છોકરાઓ, સ્ત્રીઓ માટે તો ખાસ કરીને ઉપરજ સારુ રહેશે, કારણ કે ભીડ ઘણી જ હોય છે અને આ મૌકા ઉપર કચડાઈ જવાનો ખતરો રહે છે અને વધૂ પડતું આવું</u>

નીચેના ભાગમાં જ બને છે. બીજી વાત આ કે, રમી કરવા જતાં પહેલા તમો તમારા સાથીઓથી એક ખાસ જગા નકકી કરી લો કે, અગર આપણામાંથી કોઈ વિખુટો પડી જાય, તો આ જગાએ આવીને ઉભો રહે અને બીજાઓના આવવાનો ઈન્તિજાર કરે, આવું કરવાથી તમોને ઘણી જ રાહત રહેશે. અને ત્રીજી વાત આ કે, રમી કરવા જતાં રસ્તામાં આપની કોઈ વસ્તુ નીચે પડી જાય, તો તેને ઉઠાવવાની કોશિશ કદિ ના કરશો, અને એવી જ રીતે, આપના ચંપલ વગેરે નીકળી જાય, અથવા નીકળી રહયો હોય તો પણ, એને લેવાની કે ઠીક કરવાની કોશિશ પણ ના કરશો. ખુલાસો આ છે, કે કોઈ પણ કામ હોય, તમે નીચું વળીને કરવાથી બચશો, નહિતો લગભગ આવું બને છે કે, માણસોની ભીડમાં કચડાઈ જવાય છે.

રમી કરવા જતી વખતે પોતાના કાંડાનું ઘડિયાળ, ચશ્મો કાઢી નાખવો જોઈએ અને એહરામ મજબૂત બાંધી લેવું જોઈએ.

અને આ ભીડના કારણે જ, ઉલમાએ કિરામે મશ્વેરો આપ્યો છે, કે તમો ઝવાલ પછી રમી કરો, બલ્કે ઔરતો અને છોકરાઓ તો મગરિબ પછી રમી કરશે તો પણ તેઓના માટે વગર કરાહતે જાઈઝ કહેવામાં આવ્યું

છે.

ખૈર, પહેલા દિવસે તો આપને ફકત આ એક જ જમરહ ''જમરએ અકબહ''ની રમી કરવાની છે. અને ત્યાર પછી ૧૧ તથા ૧૨તારીખ ના ત્રણેવ જમરાઓની રમી કરવાની છે.

## કુર્બાની

અલ્લાહ તઆલાએ આપને ''હજ્જે તમત્તુઅ''ની મોટી નેઅ્મત અતા ફરમાવી, તેના શુક્રિયહના તૌર પર, આપે કુર્બાની કરવી વાજિબ છે. માટે રમી કર્યા પછી કુર્બાની કરો અને પછી બાલ મુંડાવી અથવા કપાવીને એહરામ ખોલી નાંખો.

આ કુર્બાનીના અહકામ ઈદુલઅદ્‌હાની કુર્બાનીનાં અહકામ જેવાજ છે. જે જાનવરો ત્યાં જાઈઝ છે, તે જ  જાનવરો અહિંયા પણ જાઈઝ છે, અને જે રીતે ત્યાં ઉંટ, ગાય, ભેંસમાં સાત માણસો ભાગીદાર થઈ શકે છે, એજ રીતે અહિંયા પણ સાત માણસો ભાગીદાર થઈ શકે છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની અને પોતાની પૂરી ઉમ્મત તરફથી કુર્બાની કરી

હતી, એટલે ઉમ્મતે પણ પોતાની કુર્બાનીના સાથે સાથે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફથી પણ કુર્બાની કરવી જોઈએ.

અને મકકહ મુકર્રમહ આવ્યા પછી, આપ મુકીમ થઈ ગયા હતા, એટલે કે ૭ ઝિલ્હજ્જ પહેલાં ઓછામાં ઓછા ૧૫ દિવસ કે એથી વધુ દિવસો મકકહ મુકર્રમહમાં રહેવાનું થયું હતું, તો તેને શરઈ ભાષામાં મુકીમ કહેવામાં આવે છે. આવો મુકીમ માણસ નિસાબનો માલિક હોય, તો તેની કુર્બાની અલગ કરવાની રહેશે, પણ જો મુસાફિર હોય તો માલિકે નિસાબ વાળી કુર્બાની વાજિબ નહિ થાય, હાં, તે છતાં કરી લેવી મુસ્તહબ છે. (મતલબ કે હાજી માટે બે કુર્બાનીઓ છે, એક તો હજ્જની કુર્બાની, અને બીજી ઈદુલ અદહાની કુર્બાની, જે દર વર્ષે વાજિબ છે. આ કુર્બાની પોતાના વતનમાં પણ કરી શકે છો, ઘરેથી હજ્જ માટે નીકળો ત્યારે ઘરવાળાઓને કહી આપો, કે દર વર્ષની જેમ આ વર્ષે પણ મારી કુર્બાની કરાવશો.)

સાથે સાથે આપને એ મસ્અલો પણ બતાવી આપું કે ઉપર બતાવ્યા મુજબ અગર આપ મુકીમ થઈ ગયા હોય તો, તમારે મકકહ મુકર્રમહ, મિના,

મુઝદલિફહ વગેરે જગાએ નમાઝો પૂરી પઢવાની છે, પછી ચાહે એકલા પઢો કે ઈમામના પાછળ પઢો.

"જમરએ અકબહ"ની રમી કર્યા પછી, કુર્બાની તથા બાલ કપાવવાના છે, પણ તમે એ બંને ૧૦ તારીખે જ કરી નાખો એ જરૂરી નથી. રમી કર્યા પછી ભીડના કારણે કુર્બાની કરવી મુશ્કેલ હોય, તો જાણી જોઈને પોતાને તકલીફમાં ના નાખતા, આજે નથી થઈ શકતી તો કાલે અથવા પરમ દિવસે કરશો. હાં, એ વાત નકકી છે, કે જયાં સુધી કુર્બાની નહિ કરો, ત્યાં સુધી બાલ નથી કપાવી શકતા અને જયાં સુધી બાલ નહિ કપાવો, ત્યાં સુધી એહરામ નથી ખોલી શકતા. સામાન્ય રીતે ગરબડ એટલા માટે થાય છે, કે લોકો એહરામ ખોલી નાખવાની ઉતાવળ કરતા હોય છે અને ખાસ કરીને એક બીજાને સીવેલાં કપડાં પહેરેલા જોઈને, દરેકને એહરામ ખોલવાની બેચેની થાય છે, પણ અલ્લાહ પાકના ઘરે મહેમાન બનીને આવ્યા છો, તો એકાદ દિવસ વધુ એહરામમાં રહેવામાં શું વાંધો છે ? આ આશિકાના, પ્રેમ ભર્યો લિબાસ, ફરી કયારે નસીબ થશે ? જે લિબાસ આપણને મૌત અને કફનની યાદ તાજી કરાવે છે ! અને

આખિરત વાળા અમલો તરફ પ્રેરિત કરે છે.

"મનહર" એટલે કે કુર્બાની કરવાની જગા ઉપર તમે જોશો, કે લાખોની ગણત્રીમાં ઘેટા, બકરાં,ગાયો, ઊંટો વગેરે હશે, તમે પોતાની પસંદ અને પોતાની તાકત પ્રમાણે, જોઈને જાનવર ખરીદ કરી લો અને કુર્બાની કરો.

કુર્બાનીના જાનવર માટે ખ્યાલ રાખો કે, તેને ઝુબ્હ કરતા પહેલા કંઈ ખવડાવવું, પીવડાવવું જોઈએ અને છરી બરાબર તેઝ કરો, પણ જાનવરની સામે તેઝ ના કરવામાં આવે. ઝુબ્હ કરતાં પહેલાં, જાનવરનાં બંને હાથ અને એક પગ બાંધી દેવામાં આવે, અને કિબલહ તરફ મ્હોં કરીને સુવડાવવામાં આવે અને ઝુબ્હ કરતા પહેલાં આ દુઆ પઢવામાં આવે:

اِنِّی وَجَّهْتُ وَجْهِی
لِلَّذِی فَطَرَ السَّمٰوَاتِ وَ الْاَرْضَ
حَنِیْفًا وَّمَا اَنَا مِنَ الْمُشْرِکِیْن
اِنَّ صَلٰوتِی وَ نُسُکِی وَ

مَحْيَاىَ وَ مَمَاتِى لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ لَا شَرِيْكَ لَهٗ وَ بِذٰلِكَ اُمِرْتُ وَ اَنَا اَوَّلُ الْمُسْلِمِيْنَ۔

ત્યાર પછી ગળા ઉપર છરી મુકીને આ દુઆ પઢતાં પઢતા ઝુબ્હ કરો :

اَللّٰهُمَّ مِنْكَ وَ لَكَ بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَر۔

ઝુબ્હ કર્યા પછી આ દુઆ પઢો :

اَللّٰهُمَّ تَقَبَّلْ هٰذِهِ الاضْحِيَّةَ مِنِّى كَمَا تَقَبَّلْتَ مِنْ اِبْرَاهِيْمَ خَلِيْلِكَ وَ اِسْمَاعِيْلَ ذَبِيْحِكَ وَ مُحَمَّدٍ نَبِيِّكَ وَ مُصْطَفٰكَ عَلَيْهِمُ الصَّلٰوةُ وَ السَّلام

જો કોઈના તરફથી ઝુબ્હ કરી રહયા હોય તો مِنّی ના બદલે مِنْ فُلان بن فلان (તેનું તથા તેના બાપનું નામ લેવામાં આવે.)

એ પણ યાદ રાખો કે, એક જાનવરની સામે બીજું જાનવર ના ઝુબ્હ કરો, લોહી માટે ખાડો કરવામાં આવે અને જાનવરોની આંખો બંદ કરવામાં આવે, છરી જમણા હાથથી પકડવામાં આવે અને ઝુબ્હ કર્યા પછી જાનવરના હાથ પગ ખોલી નાખવામાં આવે.

કુર્બાની કર્યા પછી આપને બાલ કપાવવાના અથવા મુંડાવવાના છે. (ઓરતોએ બેડકા જેટલા પૂરા માથાનાં બાલોને કાપવાનાં છે.) બાલ કપાવવા માટે કિબ્લહ તરફ મ્હો કરીને બેસવું અને જમણી બાજુથી બાલ કપાવવાનું શરૂ કરાવવું, માથાના વાળ કપાવવા પછી મૂછ, નખ અને બગલના  બાલ પણ સાફ કરી શકો છો, પણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઈત્તિબાઅમાં ના કપાવવા જોઈએ. અને ૧૨મી અથવા ૧૩મીના "મિના"થી પરત થવા સુધી ન કપાવવું બેહતર છે. તે છતાં કાપવા જાઈઝ છે પણ માથાના વાળ કાપ્યા પછી જ આ બધુ કાપશો નહિ તો જજા વાજિબ થશે. અને હરમની હદમાં જ વાળ કપાવવાના છે, તે પણ યાદ

રાખશો.

હલક કરવું અથવા બાલ કપાવવું, હજ્જ તથા ઉમરહમાં વાજિબ છે, જેવી રીતે નમાઝ પૂરી કરવાની શરઈ રીત સલામ ફેરવવું છે, એવી જ રીતે એહરામ ખોલવાની શરઈ રીત હલક અથવા બાલ કપાવવા છે.

તમો હજામતથી ફારિગ થયા, એનો અર્થ આ છે કે, હવે આપનું એહરામ ખુલી ગયું.હવે સીવેલા કપડાં પહેરી શકાય છે, ન્હાવું, ધોવુ કે ખૂશ્બુ લગાવવું જાઈઝ છે, દરેક વસ્તુની આઝાદી છે, પણ હજુ આપના માટે પોતાની ઔરતથી સુહબત (સંભોગ) કરવી જાઈઝ નથી.

આ સમજવા માટે આટલું જાણી લો, કે હજ્જના ત્રણ ફર્ઝો છે. (૧) એહરામ બાંધવું (૨) અરફાતમાં હાજરી (૩) તવાફે ઝિયારત. આ ત્રણમાંથી ૧, અને ૨, તો તમે કરી ચુકયા, પણ હજુ ૩, નંબર એટલે કે તવાફે ઝિયારત બાકી છે, અને એહરામની બધી પાબંદીઓમાંથી, હવે એકજ પાબંદી બાકી છે, એટલે કે પોતાની ઔરત સાથે સુહ્બત ની પાબંદી. તમે જયારે તવાફે ઝિયારત કરી લેશો, ત્યારે ઓરત પણ તમારા માટે હલાલ થઈ જશે.

એક વાત તરફ ધ્યાન અપાવું, કે જો કદાચ તમો સીવેલા કપડાં મિના લાવવાનું ભૂલી ગયા હોય, તો પછી એહરામની બંને ચાદરો, બદન ઉપર જ રહેવા દઈ, મકકહ મુકર્રમહ પહોંચી, તવાફે ઝિયારત, તે જ ચાદરોમાં કરી શકો છો, હાં એટલું યાદ રાખશો, કે હવે તમો તવાફની, જે બે, રકા'તો પઢશો, તે માથું ઢાંકીને જ પઢશો, કારણ કે હવે તમો એહરામથી નીકળી ગયા છો.

## તવાફે ઝિયારત

આ તવાફ કુર્બાની તથા હજામત કરી, એહરામ ખોલીને, ન્હાવા પછી કરવામાં આવે છે, ''તવાફે ઝિયારત'' સીવેલાં કપડાંમાં કરવામાં આવશે, અને ''તવાફે ઝિયારત''માં ''રમલ'' તો કરવાનું છે, પણ ''ઈજતિબાઅ'' (જમણી બગલના નીચેથી ચાદર કાઢી, ડાબા ખભા ઉપર નાંખી દેવી)કરવાનું નથી, કારણ કે સીવેલા કપડાં પહેરેલા હશે. એવી જ રીતે ''સઈ'' પણ સીવેલા કપડાંમા જ કરવાની છે. (જો ૮,મી ઝિલ્હજ્જના તમે એહરામ બાંધ્યા પછી નફલ તવાફ કરતી વખતે, રમલ, ઈજ્તિબાઅ, અને સઈ પહેલાંથી જ કરી લીધી હોય, તો હવે આપને સઈ કરવાની નથી, તેનો ખ્યાલ

રાખશો, રમલ વગર ફકત તવાફ કરશો, અને ત્યાર પછી તવાફની બે રકા'ત નમાજ પઢી ઝમઝમ ઉપર જશો.....)

આ ''તવાફે ઝિયારત'' કરવો હજ્જનો રુક્ન અને ફર્ઝ છે. ''તવાફે ઝિયારત'' ૧૦ ઝિલ્હજ્જના કરવો અફઝલ છે, ૧૨ ઝિલ્હજ્જના સુર્ય આથમતા સુધી કરી લેવો પણ જાઈઝ છે, અને જો ત્યાં સુધી ના કર્યો તો, લેટ કરવાના કારણથી દમ વાજિબ થશે, અને તે છતાં તવાફ તો કરવો જ પડશે, કારણ કે આ તવાફે ઝિયારત કોઈ પણ હાલતમાં મા'ફ થતો નથી. ઝિંદગીની છેલ્લી ઘડી સુધી અદા કરવો ફર્ઝ રહે છે, અને જયાં સુધી તેને અદા કરવામાં નહિ આવે, ઔરત તેના માટે હરામ જ રહે છે.

ઔરતો માટે અમુક કુદરતી હાલતો એવી છે, જે એમને ફિતરી (કુદરતી) તૌર પર પેશ આવે છે, જેના કારણે એમના માટે મસ્જિદમાં દાખલ થવું, નમાઝ પઢવું અને તિલાવત કરવી નાજાઈઝ થઈ જાય છે. જો હજ્જમાં આ પ્રમાણે ''માસિક'' આવી જાય, તો તે હજ્જના બધાજ અરકાનો અદા કરશે,પણ મસ્જિદે હરામ અથવા અન્ય કોઈ પણ મસ્જિદમાં દાખલ ન થાય અને તવાફ ત્યાં સુધી નહિ કરે, જયાં સુધી તે પાક નહિ થઈ જાય. એટલા માટે તવાફે ઝિયારતમાં મોડું થઈ જાય, તો પણ ઓરત પર દમ

વાજિબ થશે નહિ, અને ન તો કોઈ જાતનો ગુનોહ થશે.

કોઈ ઓરત માસિકથી એવા સમયે પાક થઈ કે ૧૨મી તારીખના ગુરૂબે આફતાબમાં એટલી વાર હતી કે પાકીનું ગુસલ કરી, ''મસ્જિદે હરામ''માં જઈને પૂરો ''તવાફે ઝિયારત'' અથવા ''તવાફે ઝિયારત''ના ચાર ચકકર પૂરા કરી શકે અને એ ઓરતે એમ ન કર્યુ તો એના પર ''દમ'' વાજિબ થશે. અને જો એટલો સમય ના હોય તો ''દમ'' વાજિબ થશે નહિં.

તમે ''તવાફે ઝિયારત'' કરી લીધો, એટલે કે અલ્હમ્દુલિલ્લાહ, તમો ૧૦ ઝિલ્હજ્જના કરવાનાં બધાંજ કામો થી ફારિગ થઈ ગયા. તમો અલ્લાહનો શુક્ર અદા કરો, કે તેણે આપને ઝિંદગીની આટલી મોટી ખૂશી અર્પણ કરી,પોતાના ઘરે બોલાવ્યા, પોતાના દરવાજાને પકડવાનો મોકો ઈનાયત કર્યો, મૈદાને અરફાતના કિયામની સઆદત અર્પણ કરી. હવે તમો  સંપૂર્ણ રીતે એહરામથી ફારિગ થઈ ગયા.

હવે તમો પાછા ''મિના''માં જતા રહો, કારણ કે ''તવાફે ઝિયારત'' પછી બે રાતો અને બે દિવસ તમારે 'મિના''માં રોકાવવાનું છે.

૧૧/૧૨/૧૩ ઝિલ્હજ્જને હજ્જની ઈસ્તિલાહ

(પરિભાષા) માં ''અય્યામે રમી'' (રમીના દિવસો) કહેવામાં આવે છે. એટલા માટે આ દિવસોમાં ''રમી'' કરવી જ ઈબાદત, છે અને એના માટે મિનામા થોભવું સુન્નતે મુઅકકદહ છે.

બાકીનો ટાઈમ પણ ગફલતથી ના ગુજારશો , અરે મો'મિનની ઝિંદગીની એક એક ઘડી કિંમતી છે, અને કયામતના દિવસે આપણે સૌએ પોતાની ઉમરની એક એક મિનિટનો હિસાબ આપવાનો છે, પરંતુ ખાસ કરીને આ સફર, અને તેમાં પણ આ મુબારક દિવસો, જો અલ્લાહ સમજ અતા ફરમાવે, અને બંદાઓ તેની કદ્ર કરે, તો બેશક આ બે ચાર દિવસોમાં લાખો વર્ષની કમાઈ થઈ શકે છે, માટે દુઆ ઝિક્ર, તિલાવત, ઈસ્તિગફાર, વગેરેમાં મશ્ગૂલ રહો. આ દિવસોમાં  મિના બહાર, મકકહ મુકર્રમહ કે અન્ય કોઈ જગાએ રાત રહેવું મના છે. રાતનો વધુ પડતો ભાગ પણ કોઈ જગાએ ગુજારવો મકરૂહ છે.

૧૧ ઝિલ્હજ્જના ત્રણેવ જમરાઓને ''રમી'' કરવાની છે અને આજે ''રમી''નો ટાઈમ ઝવાલ પછીનો છે. તમો પોતાના ખૈમા (તંબુ) અથવા મસ્જિદે ખૈફમાં ઝુહરની નમાઝ, જમાઅત સાથે અદા કરો અને પછી રમી

માટે નીકળી જાઓ.

રસ્તામાં સૌથી પહેલા ''જમરએ ઊલા'' (પહેલો શૈતાન) આવશે, એટલે ગઈ કાલે જે રીતે ''જમરએ અકબહ''ની રમી કરી હતી, એ જ રીતે એની ''રમી'' પણ કરો, એટલે કે સાત કાંકરીઓ મારો અને દરેક કાંકરી પર :

بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَرْ رَغْمًا لِلشَّيْطَانِ وَرِضًى لِلرَّحْمَانِ

(બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર, રગ્મન લિશ્શયતાન વ રિદન લિર્રહમાન.)

''હું અલ્લાહના નામથી શરૂ કરું છું, અલ્લાહ સૌથી મોટો છે. (આ કાકરી) શૈતાનને ઝલીલ કરવા અને અલ્લાહ પાકને રાજી કરવા માટે મારું છું''

પઢવામાં આવે. ''રમી'' પછી ત્યાંથી થોડાક હટીને કિબ્લહ તરફ મ્હો કરી, ઉભા રહી, દુઆ,તૌબા, ઈસ્તિગફાર અને ઝિક્ર પછી દુરૂદ શરીફ પઢો. પોતાના માટે, પોતાના સગાઓ, દોસ્તો વગેરે માટે દુઆ કરો.

ત્યાર પછી આગળ ચાલો અને ''જમરએ

વુસ્તા" (વચલો શૈતાન) પાસે આવો, અને ઉપર બતાવ્યા મુજબ જ, તેની પણ "રમી" કરો, અને "રમી" પછી એટલી વાર દુઆ કરો, જેટલી વાર "જમરએ ઊલા" ઉપર કરી હતી.

ત્યાર પછી "જમરએ અકબહ" મોટા શૈતાન પાસે આવો, અને આજ પ્રમાણે "રમી" કરો, પરંતુ એની "રમી" કર્યા પછી, ત્યાં રોકાવવાનું કે દુઆ કરવાની નથી. બસ પોતાના ખૈમામાં ચાલ્યા જાઓ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પણ આમ જ કર્યું હતું.

(એક ખાસ વાત આ છે કે જો તમે ગઈ કાલે ૧૦ ઝિલ્હજ્જના કુર્બાની અને તવાફે ઝિયારત ના કર્યો હોય, તો આજે કરી લો.)

૧૨ઝિલ્હજ્જના પણ આવી જ રીતે, ત્રણેવ જમરાઓને "રમી" કરવાની છે, અને આજે પણ "રમી"નો ટાઈમ ઝવાલ પછી જ છે. અને આગલા બંને દિવસોની માફક, આજે પણ "જમરએ અકબહ" ની "રમી" કર્યા પછી, ત્યાં થોભવાનું નથી.

(એક વાત ખાસ આ છે કે જો તમે ૧૦ ત્થા ૧૧ ઝિલ્હજ્જના, કુર્બાની અને તવાફે ઝિયારત ના કર્યો હોય, તો આજે કરી લો.)

૧૨ ઝિલ્હજ્જની ''રમી'' કર્યા પછી ૧૩મી ઝિલ્હજ્જની ''રમી'' માટે, ''મિના''માં રોકાવવાનો તમને ઈખ્તિયાર છે, કારણ કે ૧૩,મી ઝિલ્હજ્જના રમી વાજિબ નથી, પણ અફઝલ છે.જો તમો ૧૨, મી ઝિલ્હજ્જના રમી કર્યા પછી મકકહ મુકર્રમહ જતા રહેવા માંગતા હોય, તો જઈ શકો છો, પણ હાં, મગરિબ પહેલાં, મિનાથી નીકળી જવું જરૂરી છે. અને જો તમો મિનામાં જ હતા, અને સુર્ય ગુરૂબ થઈ ગયો, તો હવે જવું મકરૂહ છે, હવે તો મિનામાં જ રાત રોકાઈ જાઓ અને ૧૩ ઝિલ્હજ્જના ત્રણેવ જમરાઓની રમી કરીને જ મકકહ મુકર્રમહ જવું જોઈએ, ગુરૂબે આફતાબ પછી નીકળશો તો ૧૩મીની ''રમી'' વાજિબ તો નથી થતી, પરંતુ ૧૩મીની ''રમી'' કર્યા વગર જવું મકરૂહ છે અને જો ૧૩મીની સુબહ સાદિક ''મિના''માં થઈ જાય તો ૧૩મી તારીખની ''રમી'' વાજિબ થઈ જશે. અને ''રમી'' કર્યા વગર ચાલ્યા જવાથી ''દમ'' વાજિબ થશે. અલબત્તા, આજે એટલી સહુલત છે કે, રમી ઝુહર પહેલાં પણ કરી શકો છો.

હવે હજ્જના બધાજ અરકાન પૂરા થઈ ગયા છે, અને હજ્જની મહાન નેઅમત તમને મળી ગઈ છે. હવે ફકત તવાફે વિદાઅ બાકી છે.

# મનાસિકે હજ્જ એક નઝરમા

**હજ્જનો પહેલો દિવસ, ૮ઝિલ્હજ્જ**

મકકહ મુકર્રમહથી મિના રવાનગી અને મિનામાં ફજર, ઝૂહર, અસર, મગરિબ, ઈશા પઢવાની છે. રાત મિનામાં કિયામ કરવાનો છે.

**હજ્જનો બીજો દિવસ, ૯,ઝિલ્હજ્જ**

ફજરની નમાઝ મિનામાં અદા કરીને, અરફાત માટે રવાનગી, મસ્જિદે નમિરહમાં ઈમામ સાહબ સાથે નમાઝ પઢવાની સૂરતમાં ઝુહર,અસર એક સાથે અદા કરવાની છે.ત્યાર પછી વુકૂફે અરફાત કરવું, અને જો મસ્જિદે નમિરહમાં ઈમામ સાથે બંને નમાઝો જમાઅતથી ના પઢી શકયા હોય, અને એકલા પઢો તો બંને નમાઝો (ઝુહર–અસર) તેમના ટાઈમે જ પઢો.

મગરિબના ટાઈમે, મગરિબની નમાઝ પઢયા વગર, મુઝદલિફહ માટે રવાનગી.

મગરિબ અને ઈશાની નમાઝો ઈશાના ટાઈમે મુઝદલિફહમાં ભેગી પઢવી.

રાત્રે મુઝદલિફહમાં કિયામ કરવું

**હજ્જનો ત્રીજો દિવસ, ૧૦ ઝિલ્હજ્જ**

સુબ્હે સાદિકથી ખૂબ અજવાળું થતાં સુધી મુઝદલિફહમાં થોભવું

તુલૂએ આફતાબ પછી, મુઝદલિફહ થી મિના વાપસી

પહેલાં મોટા શૈતાનને રમી કરવી

પછી કુર્બાની કરવી

પછી માથાના વાળ કતરાવવા અથવા મુંડાવવા

પછી તવાફે ઝિયારત માટે મકકહ મુકર્રમહ જવું

રાત્રે મિનામાં કિયામ કરવું

**હજ્જનો ચોથો દિવસ, ૧૧ ઝિલ્હજ્જ**

ઝવાલથી લઈ ગુરૂબે આફતાબ સુધીમા મિનામાં રમી કરવી, પહેલાં નાના શૈતાનને રમી કરવી

પછી વચલા શૈતાનને રમી કરવી

પછી મોટા શૈતાનને રમી કરવી

ગઈ કાલે તવાફે ઝિયારત ના કર્યો હોય તો આજે કરી લો,

રાત્રે મિનામાં કિયામ કરવો

**હજ્જનો પાંચમો દિવસ, ૧૨ ઝિલ્હજ્જ**

ઝવાલ થી લઈ ગુરૂબે આફતાબ સુધીમાં મિનામાં રમી કરવી

પહેલાં નાના શૈતાનને રમી કરવી

પછી વચલા શૈતાનને રમી કરવી

પછી મોટા શૈતાનને રમી કરવી

પરમ દિવસે તથા ગઈ કાલે (એટલે ૧૦, ૧૧, ઝિલ્હજ્જે) તવાફે ઝિયારત ના કર્યો હોય તો આજે કરી લો

નોટ : – જો ૧૩ ઝિલ્હજ્જનાં થોભવાનો ઈરાદો હોય તો ઝવાલથી પહેલાં ત્રણે જમરાતને કાંકરીઓ મારી શકાય છે. અને જો ૧૩, તારીખના થોભવાનો ઈરાદો ના હોય, તો મિનામાં થી મગરિબ પહેલાં નીકળી જવું જરૂરી છે.

"તવાફે વિદાઅ" મકકહ મુકર્રમહથી પોતાના વતન પાછા ફરતી વખતે કરવો વાજિબ છે. જયાં સુધી મકકહ મુકર્રમહમાં રહો, ત્યાં સુધી બીજા નફલ તવાફ પોતાની તાકત પ્રમાણે, વધુ પ્રમાણમાં કરતા રહો. હરમ શરીફમાં પાબંદીથી હાજરી આપો. તવાફ, નમાઝો, તિલાવત કરો, કઅબહ શરીફને અઝમત અને મુહબ્બતથી જુઓ અને આ મૌકાને ગનીમત સમજી, ખૂબ ઈબાદતોમાં મશ્ગૂલ રહો.

સદકહ, ખૈરાત જેટલો બની શકે, કરો. મકકહ વાસીઓથી મુહબ્બત કરો અને એમની ઈઝઝત, અદબ મર્યાદા સાચવો. તેમની બેઈઝઝતી કરવાથી બચો અને દિલમાં ખ્યાલ જમાવો, કે મને અલ્લાહના રસૂલ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મક્કા વાસીઓ બલ્કે દરેક અરબથી મુહબ્બત કરવાનો હુકમ કર્યો છે, માટે એમનાથી કોઈ તકલીફ પહોંચે, તો પણ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બતના લઈને દરગુઝર કરો. ઉમ્મીદ છે કે આપણા આ અમલથી, આપણી બખ્શિીશ થઈ જાય.

નાના મોટા ગુનાહોથી, દરેક રીતે બચવાની કોશિશ કરો, કારણ કે અહિયા, જેમ ઈબાદતોનો સવાબ વધારે છે, તેમ ગુનાહોનો વબાલ પણ મોટો છે. માટે ત્યાંની બજાર (માર્કેટો)માં શોપીંગ માટે, અથવા ફરવા માટે વધુ નીકળવું, ગેરમહરમ ઔરતો ઉપર નજર પડવી, બેકાર વાતો, ગીબત વગેરેથી પોતાને બચાવવાની કોશિશ કરો.

૧૨ઝિલ્હજ્જના તમારા બધાજ કામો પૂરા થઈ જાય છે, જો તમો તેજ દિવસે, પોતાના વતન તરફ રવાના થવા માંગો, તો રવાના થઈ શકો છો, પણ એ તો તમારા હાથમાં નથી હોતું. જે પ્રમાણેનો ઈન્તિજામ થયો હશે, એ પ્રમાણે જ તમારે નીકળવાનું છે. માટે તમો ઉતાવળ ના કરશો, અને અધીરા (બે સબરા) ના બની જશો, ત્યાં રોકાશો અને ખૂશીના સાથે રોકાશો, એક એક દિવસને

ગનીમત સમજશો, કેટલાક લોકો આ છેલ્લા દિવસોને મુસીબત સમજે છે, અને શિકાયતોની હાલતમાં તે દિવસો ગુજારે છે.અલ્લાહ તઆલા રહમ ફરમાવે, આ ઘણીજ ખરાબ આદત છે.

## તવાફે વદાઅ

જયારે મકકહ મુકર્રમહથી પાછા ફરવાનો વારો આવે, ત્યારે આપે "તવાફે વિદાઅ" (રૂખ્સતીનો તવાફ) કરવાનો છે.(મીકાતથી બહાર રહેનારાઓ (બહારના હાજીઓ) માટે આ "તવાફે વિદાઅ" વાજિબ છે.) ત્રણેવ પ્રકારના એહરામવાળાઓ (કારિન, મુતમત્તિઅ, મુફરિદ) ઉપર વાજિબ છે.( આ તવાફ મીકાતથી અંદર રહેનારાઓ માટે તેમજ ફકત ઉમરહ કરવા આવનારાઓ માટે વાજિબ નથી.)

જો ઔરતને હૈઝ આવી ગયું હોય અથવા નિફાસની હાલતમાં હોય અને તે મકકહ મુકર્રમહથી રવાના થતાં સુધી પાક ના થઈ હોય, તો તેના માટે તવાફે વિદાઅ માફ થઈ જશે, આવી ઔરતે હરમ શરીફના દરવાજા બહાર ઉભા થઈને દુઆ માંગી લેવી જોઈએ, હરમ શરીફમાં દાખલ ના થાય. આવી ઔરત મકકહ

મુકર્રમહની આબાદી પૂરી થતાં પહેલાં જ પાક થઈ જાય તો પાછું આવવું અને તવાફે વિદાઅ કરવું જરૂરી છે. અને જો આબાદીથી નીકળી ગયા પછી પાક થઈ, તો પાછું ફરવું વાજિબ નથી.

"તવાફે વિદાઅ"માં રમલ કરવાનો નથી અને સાતેવ ચકકરો  સામાન્ય ચાલ પ્રમાણે ચાલીને પૂરા કરવાના છે. તવાફ કરતી વખતે, પોતાના ઉપર ગમ તથા અફસોસની હાલત હોય અને જો આંખોથી આંસુ વહે તો ઘણું સારુ નહિતો, રડવાની શકલ બનાવો. તવાફ પછી બે રકા'ત નમાઝ તવાફની પઢવાની છે, ત્યાર પછી ઝમઝમ ઉપર જાઓ અને કિબ્લહ તરફ ઉભા રહી, ઝમઝમનું પાણી પેટ ભરીને, ખૂબ ધરાઈ ધરાઈને પીઓ અને બદન ઉપર તથા સીના ઉપર લગાવો. થઈ શકે તો, કઅ્બતુલ્લાહની ચોખટને બોસો આપો અને મુલ્તઝમ ઉપર મ્હોં મુકીને, કઅબતુલ્લાહનો પડદો  પકડીને, રડી કકડીને ખૂબ આજિઝી સાથે દુઆ માંગો, કે આ પાક જગા ના દિદાર વારંવાર નસીબ થાય. હજરે અસ્વદને બોસો આપો,આ મૌકા ઉપર ,જો આપની આંખો બે આસું વહાવી આપે, તો ઘણું જ સારૂ અને મુબારક છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

હજરે અસ્વદને બોસો આપતાં આપતાં, હઝરત ઉમર (રદિ.)થી ફરમાવ્યું હતું : هٰهُنَا تُسْكَبُ الْعَبَرَات "આ છે આસુંઓ વહાવવાની જગા".

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ બયાન ફરમાવ્યું કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હજરે અસ્વદની સામે તશરીફ લાવ્યા, પછી બંને હોટ મુબારક તેના ઉપર મુકી દીધા (અને) ઘણી જ વાર રડતા રહયા, પછી જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જોયું કે, હઝરત ઉમર (રદિ.) પણ રડી રહયા છે, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું અય ઉમર, અહિયાં આંસુ બહાવવામાં આવે છે.

(અત્તરગીબ વ ત્તરહીબ ૧૯૫/૨)

ખાનએ કઅબહની જુદાઈ ઉપર અફસોસનો ઈઝહાર કરો. મસ્જિદમાંથી ઉલટા પગે નીકળવું ,રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાબિત નથી, પરંતુ આલિમોએ અને બુઝુર્ગોએ કઅબહના માન અને ઈઝઝત માટે સારૂ સમજયું છે.

<u>બયતુલ્લાહના અદબો અને હુકૂકના વિશે જે કંઈ કોતાહીઓ આ દિવસોમાં થઈ ગઈ, તેની માફી માંગતા માંગતા મસ્જિદે હરામથી નીકળો અને કાયદા પ્રમાણે</u>

ડાબો પગ પહેલા (બાબુલ વિદાઅ અથવા બીજા કોઈ પણ દરવાજાથી) મસ્જિદે હરામની બહાર કાઢો અને આ દુઆ પઢો.

اَللّٰهُمَّ اغْفِرْلِىْ ذُنُوْبِىْ وَ افْتَحْ لِىْ اَبْوَابَ رَحْمَتِكَ

(અલ્લાહુમ્મ ગફિરલી ઝુનૂબી વફતહ લી અબવાબ રહમતિક)

"હે અલ્લાહ ! મારા ગુનાહોને મા'ફ ફરમાવો અને મારા માટે તમારી રહમતના દરવાજા ખોલી આપો"

"તવાફે ઝિયારત" પછી જો કોઈ નફલ તવાફ કર્યો હોય તો એ તવાફ પણ "તવાફે વદાઅ"ના કાયમ મકામ થઈ જશે.

કોઈ માણસ તવાફે વિદાઅ કર્યા વગર મીકાતથી બહાર નીકળી જાય તો તેના ઉપર "દમ" વાજિબ થશે, એ "દમ"થી બચવાની રીત, આ છે કે ફરીવાર ઉમરહનું એહરામ બાંધીને હરમમાં આવે અને પહેલાં ઉમરહ કરે, પછી તવાફે વિદાઅ કરે. ફકત તવાફે વિદાઅના માટે, મીકાતથી ઉમરહના એહરામ વગર આવવું મના છે.

# હજ્જે કિરાન અને હજ્જે ઈફરાદ

આ કિતાબમાં "હજ્જે તમત્તુઅ" વિશે વિગતે લખવામાં આવ્યું, કારણ કે એમા સહૂલત હોવાના કારણે આમ લોકોને "હજ્જે તમત્તુઅ" કરવા વિશેનો જ મશ્વેરો આપવામાં આવે છે, તેમ છતાં હજ્જની બે કિસમો બાકી છે, એટલે કે "હજ્જે કિરાન" અને "હજ્જે ઈફરાદ". આપને યાદ હશે કે અહકરે આ કિતાબના પેઈજ નંબર ચોવીસ (૨૪) ઉપર આપને વાયદો કર્યો હતો કે હજ્જની બે રીતો ("હજ્જે કિરાન" અને "હજ્જે ઈફરાદ")નાં મસ્અલાઓ અલગથી બયાન કરવામાં આવશે, તો હવે પછીના પેઈજોમાં આપણે હજ્જની એ બંને કિસમોની જાણકારી પણ મેળવી લઈએ.

હજ્જે તમત્તુઅ અને હજ્જે કિરાન–ઈફરાદમાં થોડોક જ તફાવત છે :

"હજ્જે કિરાન" અને "હજ્જે ઈફરાદ"માં આ ફરક છે, કે "હજ્જે તમત્તુઅ"માં "મીકાત" ઉપર ફકત ઉમરહનું એહરામ બાંધવામાં આવે છે, અને મકકહ મુકર્રમહ પહોંચીને, ઉમરહ કરીને, એહરામ ખોલી નાખવામાં આવે છે, અને હજ્જનાં દિવસો આવવા પર,

હજ્જ માટે મકકહ મુકર્રમહથી બીજું એહરામ બાંધવામાં આવે છે.જેની વિગત આપ આગળ જોઈ ગયા.

જયારે કે કિરાનમાં ''મિકાત''થી ઉમરહ અને હજ્જ, બંનેનું એક સાથે એહરામ બાંધવામાં આવે છે, એટલે કે એક જ એહરામમાં, બંને અદા કરવાની નિય્યત કરવામાં આવે છે. જે આ પ્રમાણે છે :

اَللّٰهُمَّ اِنِّى اُرِيْدُ الْحَجَّ وَ الْعُمْرَةَ فَيَسِّرْهُمَا لِى وَ تَقَبَّلْهُمَا مِنِّى

(અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુલ હજ્જ વલઉમરત ફયસ્સિરહુમા લી વ તકબ્બલહુમા મિન્ની.)

''અય અલ્લાહ હું હજ્જ, અને ઉમરહના એહરામની નિય્યત કરું છું, એ બંને ને મારા માટે આસાન ફરમાવો અને કબૂલ ફરમાવો.''

એટલા માટે ''કારિન'' મકકહ મુકર્રમહ પહોંચીને ઉમરહ કરે છે, પરંતુ ઉમરહનો તવાફ અને સઈ કર્યા પછી તે વાળ મુંડાવશે નહિ, અને એજ એહરામની હાલતમાં રહેશે ૮મી ઝિલ્હજ્જના, મકકહ મુકર્રમહથી

મિના જાય છે, અને ત્યાર પછી તેને, તે જ અમલો કરવાના છે, જે ''મુતમત્તિઅ''ને કરવાના છે.

હજ્જના ત્રણેવ પ્રકારોમાં આ પ્રકાર સૌથી અફઝલ છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હજ્જતુલ વદાઅના મૌકા ઉપર ''ઝુલ્હુલૈફહ''થી ''હજ્જે કિરાન''નું જ એહરામ બાંધ્યું હતું.

અને ''હજ્જે ઈફરાદ''માં (ઈફરાદનો અર્થ જ આ છે, કે ફકત હજ્જ કરવી) ''મીકાત''થી ફકત હજ્જનું એહરામ બાંધવામાં આવે છે, અને આ પ્રમાણે નિય્યત કરવામાં છે :

اَللّٰهُمَّ اِنِّى اُرِيْدُ الْحَجَّ فَيَسِّرْهُ لِىْ وَتَقَبَّلْهُ مِنِّى

(અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુલ હજ્જ ફયસ્સિરહૂ લી વ તકબ્બલહૂ મિન્ની)

''અય અલ્લાહ હું હજ્જના એહરામની નિય્યત કરું છું, તેને મારા માટે આસાન ફરમાવો, અને કબૂલ ફરમાવો.''

આ એહરામથી ફકત હજ્જ અદા કરવામાં આવે

છે અને હજ્જ પહેલાં ઉમરહ કરવામાં આવતો નથી. અને ''હજ્જે ઈફરાદ''માં પણ હજ્જ પહેલાં એહરામ ખોલી શકાતું નથી. બાકીના અમલો તેરીતે જ કરવાનાં છે, જેમકે ''હજ્જે તમત્તુઅ''માં કરવામાં આવે છે.

હાં, હજ્જે ઈફરાદવાળા ઉપર કુર્બાની વાજિબ નથી. અને ''હજ્જે ઈફરાદ'' તથા ''હજ્જ કિરાન''માં ''તવાફે કુદૂમ'' સુન્નત છે, જયારે કે ''હજ્જે તમત્તુઅ''માં ''તવાફે કુદૂમ'' કરવાનો નથી.

''તવાફે કુદૂમ'' પછી ''કારિન'' માટે અફઝલ આ છે, કે હજ્જની સઈ પહેલાં કરી લે, અને આ સૂરતમાં તવાફે કુદૂમમાં ''રમલ'' અને ''ઈજતિબાઅ'' પણ કરવું પડશે. અને જો ''તવાફે ઝિયારત'' પછી સઈ કરવાનો ઈરાદો હોય તો રમલ ના કરે.

V,CdN] I,<,FC CýGF +6[J 5|SFZM 5}ZF YIF4 CJ[ VF56[ +6[JGF SFDM V[S GhZDF\ HM. ,.V[P

## ''હજ્જે તમત્તુઅ''નાં અમલો એક નઝર માં

| ૧ | ઉમરહનું એહરામ | શર્ત |
|---|---|---|
| ૨ | ઉમરહનો તવાફ રમલ સાથે (રમલ સુન્નત છે.) | રૂકન |
| ૩ | ઉમરહની સઈ | વાજિબ |
| ૪ | સઈ પછી પૂરા માથાના વાળ કપાવવા કે મુંડાવવા | વાજિબ |
| ૫ | ૮ઝિલ્હજ્જના હજ્જનું એહરામ બાંધવું | શર્ત |
| ૬ | વુકૂફે અરફાત | રૂકન |
| ૭ | વુકૂફે અરફાત પછી, વુકૂફે મુઝદલિફહ | વાજિબ |
| ૮ | ૧૦ઝિલ્હજ્જના જમરએ અકબહની રમી | વાજિબ |
| ૯ | કુર્બાની | વાજિબ |
| ૧૦ | હલક કે કસર | વાજિબ |
| ૧૧ | તવાફે ઝિયારત | રૂકન |
| ૧૨ | સફા–મરવહની સઈ | વાજિબ |

| ૧૩ | ૧૧,૧૨ ઝિલ્હજ્જના ત્રણેવ જમરાતની રમી | વાજિબ |
|---|---|---|
| ૧૪ | તવાફે વિદાઅ | વાજિબ |

## "હજ્જે ઈફરાદ"નાં અમલો એક નઝર માં

| ૧ | હજ્જનું એહરામ | શર્ત |
|---|---|---|
| ૨ | તવાફે કુદૂમ | સુન્નત |
| ૩ | વુકૂફે અરફાત | રૂકન |
| ૪ | વુકૂફે અરફાત પછી વુકૂફે મુઝદલિફહ | વાજિબ |
| ૫ | ૧૦ ઝિલ્હજ્જના જમરએ અકબહની રમી | વાજિબ |
| ૬ | હલક કે કસર | વાજિબ |
| ૭ | તવાફે ઝિયારત | રૂકન |
| ૮ | સફા–મરવહની સઈ | વાજિબ |
| ૯ | ૧૧,૧૨ ઝિલ્હજ્જના ત્રણેવ જમરાતની રમી | વાજિબ |

| ૧૦ | તવાફે વિદાઅ | વાજિબ |
|---|---|---|

# "હજ્જે કિરાન"ના અમલો એક નઝરમાં

| | | |
|---|---|---|
| ૧ | ઉમરહ તથા હજ્જનું એહરામ | શર્ત |
| ૨ | ઉમરહનો તવાફ રમલ સાથે (રમલ સુન્નત છે.) | રૂકન |
| ૩ | ઉમરહની સઈ | વાજિબ |
| ૪ | તવાફે કુદૂમ | સુન્નત |
| ૫ | હજ્જ પહેલાં, સફા–મરવહની સઈ | વાજિબ |
| ૬ | વુકૂફે અરફાત | રૂકન |
| ૭ | વુકૂફે અરફાત પછી વુકૂફે મુઝદલિફહ | વાજિબ |
| ૮ | ૧૦,ઝિલ્હજ્જના જમરએ અકબહની રમી | વાજિબ |
| ૯ | કુર્બાની | વાજિબ |
| ૧૦ | હજ્જ પછી પૂરા માથાના વાળ કપાવવા કે મુંડાવવા | વાજિબ |

| ૧૧ | તવાફે ઝિયારત | રૂકન |
|---|---|---|
| ૧૨ | ૧૧,૧૨ ઝિલ્હજ્જના ત્રણેવ જમરાતની રમી | વાજિબ |
| ૧૩ | તવાફે વિદાઅ | વાજિબ |

નોટઃ– અરકાનમાંથી કોઈ રૂકન છૂટી જશે, તો હજ્જ અદા થશે જ નહિ. અને જો કોઈ વાજિબ ભૂલથી કે, જાણી જોઈને અદા નહિ કરે તો તેનો બદલો આપવો પડશે, ભલે તે કુર્બાની સ્વરૂપે હોય, કે પછી સદકા સ્વરૂપે હોય.

અલહમ્દુલિલ્લાહ, હજ્જની ત્રણેવ કિસમો પૂરી થઈ, હવે પછીના પેઈજોમાં, "નાબાલિગ છોકરાઓની હજ્જ", "હજ્જે બદલ"ની વિગત, અને "ઔરતની હજ્જ" થોડુંક અલગથી જોઈ લઈએ. જેથી જરૂર પડયે એ પ્રમાણે અમલ કરી શકાય.

## નાબાલિગ છોકરાંઓના હજ્જની રીત

નાબાલિગ છોકરાઓ તેમજ છોકરીઓ બે પ્રકારના હોય છે, એક તો સમજદાર છોકરા, છોકરીઓ, કે જેઓ હજ્જની નિય્યત કરીને, તલબિયહ પઢી શકે છે

અને હજ્જના અમલો અદા કરવાની અકકલ અને સૂઝબૂઝ રાખે છે. અને બીજા તે નાના છોકરા, નાની છોકરીઓ, કે જેઓ નિય્યત તથા હજ્જના અમલોની સમજ નથી રાખતા આ બંને કિસમના છોકરાંઓ માટે હજ્જની રીત અલગ અલગ છે.

પહેલા પ્રકારના છોકરાંઓ કે જેઓ સમજદાર છે, તેમની હજ્જની રીત આ છે, કે તેઓ મોટા માણસોની જેમ જ, પોતે નિય્યત કરીને, તલબિયહ પઢીને, એહરામ બાંધે, અને હજ્જના તે બધાજ અમલો, કે જેના કરવા ઉપર તેઓ કાદિર છે, પોતે જ કરે, એમાં વાલી કે બાપ નિય્યત નથી કરી શકતા, બલ્કે આવા છોકરા, છોકરીઓ બધાજ અરકાનો અને વાજિબો પોતે અદા કરે.

બીજા પ્રકારના છોકરાંઓ તે છે કે જેઓ નાસમજ છે, તેમના વાલિદ અને જો વાલિદ સાથે ના હોય તો તેમના સૌથી નઝદીકના, જે સગા હોય તેઓ, છોકરાઓને નવડાવીને, એહરામની બે ચાદરો લપેટી આપે અને છોકરાંઓ તરફથી પોતે નિય્યત કરીને, તલબિયહ પઢે, આ રીતે છોકરું મુહરિમ થઈ જશે, હવે વાલી છોકરાને, એહરામના મમ્નૂઆતથી બચાવતો રહે, અને તેમને સાથે લઈને હજ્જના અમલો કરાવે, અને જે

અમલોમાં નિય્યતની જરૂરત હોય, જેમકે તવાફ, તેમાં છોકરાં તરફથી પોતે નિય્યત કરે, અને તેને ઉચકીને તવાફ અને સઈ કરાવે અથવા પોતાના તવાફ તથા સઈ પછી, છોકરાં માટે તવાફ તથા સઈ પોતે કરે અથવા પોતાની મદદથી કરાવે.

તવાફની બે રકા'ત છોકરાંઓ ઉપરથી સાકિત (માફ) થઈ જાય છે, માટે વાલી તેના તરફથી બે રકા'ત નમાઝ ના પઢે.

છોકરાંઓને સાથે લીધા વગર, પોતાની રમી પછી, છોકરાંઓની રમી કરે, અથવા છોકરાંને સાથે લઈ, તેના હાથમાં એક પછી એક કાંકરી મુકીને, છોકરાંને રમી કરાવે.

*એટલું યાદ રાખો, કે ઉપરોકત બંને પ્રકારના છોકરાંઓ, જે હજ્જ કરે છે, તેનાથી તેમની ફર્ઝ હજ્જ અદા નહિ થાય, પણ નફલ હજ્જ થશે, અને વાલીને તેનો સવાબ મળશે.*

જો નાસમજ બચ્ચાઓ અન્યોને જોઈને, અથવા કોઈના કહેવાથી પોતે એહરામ બાંધે અને હજ્જ કરે તો તેની હજ્જ કોઈ જ ગણત્રીમાં નહિ આવે, ન તો ફર્ઝ થશે અને ન નફલ.

બંને પ્રકારનાં છોકરાંઓનું એહરામ લાઝિમ નથી, એટલે કે જો છોકરું એહરામ બાંધ્યા પછી, તેને ખોલી નાંખે અથવા હજ્જના બધા જ અમલો અથવા અમુક અમલો કે વાજિબો છોડી આપે, તો તેના ઉપર ન તો જજા વાજિબ થશે અને ન તો કજા વાજિબ થશે અને આવી હાલતમાં તેની નફલ હજ્જ પણ ગણવામાં નહિ આવે.

## હજ્જે બદલ

"હજ્જે બદલ"નો અર્થ છે બીજાના તરફથી હજ્જ કરવી, કોઈના તરફથી નફલી હજ્જ, કે ઉમરહ કરવા માટે કોઈ જ શર્ત નથી. હાં, હજ્જ કરનારમાં અહલિયત, એટલે કે ઈસ્લામ અને આકિલ–બાલિગ હોવું જરૂરી છે.

બીજા માણસથી ફર્ઝ હજ્જ અદા કરાવવા માટે વીસ (૨૦) શરતો છે. આ શરતો જાણવા પહેલાં આટલું યાદ રાખો કે હજ્જ કરાવવા વાળાને "આમિર" (એટલે કે હુકમ કરનાર) કહેવામાં આવે છે. અને જે માણસ બીજાના હુકમથી હજ્જ કરે છે તેને "મા'મૂર" કહેવામાં આવે છે.

શરતો આ છે :

| | |
|---|---|
| ૧ | જે માણસ હજ્જ કરાવી રહયો છે, તેના ઉપર હજ્જ ફર્ઝ થઈ ગઈ હોવી જોઈએ. |
| ૨ | હજ્જ ફર્ઝ થઈ ગયા પછી, પોતે હજ્જ કરવાથી આજિઝ અથવા મજબૂર હોય. |
| ૩ | મરતાં સુધી આજિઝ રહયો હોય. |
| ૪ | ''આમિર'' અને ''મામૂર'' બંને મુસલમાન હોય. |
| ૫ | ''આમિર'' અને ''મામૂર'' બંને આકિલ હોય. |
| ૬ | ''મામૂર''માં એટલી તમીઝ હોય કે, હજ્જના અમલો સમજતો હોય જો ઔરત, મર્દના તરફથી હજ્જે બદલ કરે તો જાઈઝ છે, પણ કોઈ મર્દથી હજ્જે બદલ કરાવવું અફઝલ છે, અને એવા માણસથી હજ્જે બદલ કરાવવી અફઝલ છે, જે આલિમે બાઅમલ હોય, મસ્અલાઓનો જાણકાર હોય અને પોતાની હજ્જ કરી ચુકયો હોય. |

| | |
|---|---|
| ૭ | પોતાની હયાતીમાં હજ્જે બદલ કરાવી રહયો હોય, તો બીજાને પોતાની તરફથી હુકમ કરવો, અને જો વસીય્યત કરીને મરી ગયો હોય, તો વારિસ તરફથી હુકમ થવો શર્ત છે. જો મય્યિતે વસિય્યત નથી કરી, પણ વારિસ, અથવા કોઈ અંજાણો માણસ, તેના તરફથી પોતે હજ્જ કરે, અથવા બીજા કોઈથી કરાવે તો ઈન્શાઅલ્લાહ તે મય્યિતનો ફર્ઝ અદા થઈ જશે. અને તે સૂરતમાં, આગળ આવતી શરતો લાગુ નહિ પડે. |
| ૮ | સફરમાં પૂરો માલ, અથવા વધૂ પડતો માલ, હજ્જ કરાવવા વાળાના માલથી ખર્ચ થવું. જો "મામૂરે" પોતાના પૈસાથી હજ્જ અદા કરી, અને પછી "આમિર"ના માલમાંથી ખર્ચ વસૂલ કરી લીધો, તો "આમિર"ની હજ્જ અદા થઈ જશે. નહિ તો નહિ થશે. |

| | |
|---|---|
| ૯ | એહરામ બાંધતી વખતે, અથવા હજ્જના અમલો શુરૂઅ કરતી વખતે, ''આમિર'' તરફથી હજ્જની નિય્યત કરવી. |
| ૧૦ | એક જ માણસ તરફથી હજ્જનું એહરામ બાંધવું. |
| ૧૧ | એક જ હજ્જનું એહરામ બાધંવું. |
| ૧૨ | જો ''આમિરે'' કોઈ માણસનું નામ લીધું હોય, તો તે માણસનું ''આમિર'' તરફથી હજ્જ કરવું.– અને જો ઈખ્તિયાર આપ્યો હોય કે, (કોઈ પણ વ્યકિતથી હજ્જ કરાવી આપો તો પછી કોઈ પણ વ્યકિત મા'રફતે કરાવી શકાય છે) અને ''આમિર'' માટે આ જ મુનાસિબ છે. |
| ૧૩ | મામૂરનું મુઅય્યન (નકકી) થવું, એટલે કે જો ''આમિરે'' કહયું હોય કે, ફલાણો માણસ જ હજ્જ કરે,કોઈ બીજો ના કરે, તો બીજા પાસે કરાવવી નાજાઈઝ છે, પણ જેને નકકી કર્યો છે, તે ઈન્કાર કરી આપે, અને વારિસ કોઈ બીજાથી હજ્જ કરાવે તો જાઈઝ છે. |

| | |
|---|---|
| ૧૪ | જો મરનારનાં માલનો ત્રીજો ભાગ હજ્જના ખર્ચ માટે કાફી હોય, તો ''આમિર''ના વતનથી હજ્જ કરાવવી, નહિતો પછી ''મીકાત''થી પહેલાં, જયાંથી પણ શકય હોય, ત્યાંથી કરાવવી. |
| ૧૫ | હજ્જ અથવા ઉમરહ, આમિરે જેનો હુકમ આપ્યો છે, તેના જ માટે સફર કરવો, જો હજ્જનો હુકમ આપ્યો હોય, અને ''મામૂર'' પહેલા, ઉમરહ કરે, અને પછી મીકાત ઉપર પાછો આવીને, તે વર્ષે અથવા બીજા વર્ષે, હજ્જનું એહરામ બાંધે, તો ''આમિર''ની હજ્જ અદા નહિ થાય. |
| ૧૬ | જો માલના ત્રીજા ભાગમાં ગુંજાઈશ હોય, તો સવારી ઉપર હજ્જ કરવી. |

| | |
|---|---|
| ૧૭ | ''આમિર''ના મીકાતથી એહરામ બાંધવું, જો ''મામૂર'' મીકાતથી ઉમરહનું એહરામ બાંધે, અને મકકહ મુકર્રમહ જઈ હજ્જનું એહરામ બાંધે, અને હજ્જ કરે તો ''આમિર''ની હજ્જ અદા થશે નહિ. આનાથી માલૂમ પડયું, કે મકકહ મુકર્રમહ અથવા મદીનહ મુનવ્વરહના, રહેવાસી પાસે, હજ્જે બદલ કરાવવું સહીહ નથી. આ સૂરતમાં હજ્જ કરનારની જ હજ્જ થશે, ''આમિર'' તરફથી હજ્જ નહિ થાય, હાં, નફલી હજ્જ, ગમેતેના પાસે કરાવી શકાય છે. |
| ૧૮ | હજ્જનું ફાસિદ ન થવું. |
| ૧૯ | હજ્જનું ફૌત ન થવું. |
| ૨૦ | ''આમિર''ના હુક્મના વિરૂધ્ધ ના કરવું, જો ''આમિરે'' ''ઈફરાદ'' એટલે કે ફકત હજ્જનો હુકમ કર્યો હોય, અને ''મામુર'' ''હજ્જે તમત્તુઅ'' અથવા ''હજ્જે કિરાન'' કરે તો હુકમના વિરૂધ્ધ કરનાર થયો, એટલે ''આમિર''ને પૈસા પાછા આપવા પડશે, અને તે હજ્જ ''મામૂર''ની પોતાની ગણાશે. |

નોટ :– (૧) જેના ઉપર હજ્જ ફર્ઝ નથી અને તેણે પહેલાં હજ્જ નથી કરી તેને "હજ્જે બદલ" માટે જવું, ઈમામ અબૂહનીફહ (રહ.)ના નઝદીક જાઈઝ છે, પણ સારુ એ છે કે હજ્જે બદલ માટે એવા માણસને મોકલવામાં આવે જેણે પોતાની હજ્જ કરી લીધી હોય.

(૨) જેના ઉપર હજ્જ ફર્ઝ થઈ ગઈ છે, અને હજુ તેણે હજ્જ અદા નથી કરી, તેણે હજ્જે બદલ માટે જવું જાઈઝ નથી.

(૩) માં–બાપ માંથી કોઈ ઈન્તિકાલ કરી જાય અને તેના ઝિમ્મે હજ્જ ફર્ઝ હતી અને તેણે તેની અદાયગી માટે વસીય્યત નથી કરી, તો બેટાએ એહસાનના તૌર પર વાલિદૈન તરફથી હજ્જ કરાવી આપવી જોઈએ અને પોતે તેમના તરફથી હજ્જ કરે, તો વધારે સારૂ, અને આવી સૂરતમાં "નંબર સાત" પછીની શરતો લાગુ નહિ પડે, અને જો પોતે અથવા બીજા પાસે મકકહ મુકર્રમહથી હજ્જ કરાવે તો પણ ઈન્શાઅલ્લાહ તે મય્યિતની ફર્ઝ હજ્જ અદા થઈ જશે.

(૪) જયારે માં–બાપ માંથી કોઈ એક ઈન્તિકાલ કરી જાય અને તેમના ઉપર હજ્જ ફર્ઝ ના હતી અને તેના છોકરાઓ સાહિબે હૈસિયત છે, તો આવી

શકલમાં વાલિદૈન તરફથી ફર્ઝ હજ્જ તો નથી કરાવી શકતા, કારણ કે માં–બાપ ઉપર હજ્જ ફર્ઝ ના હતી,તે છતાં અવલાદે વાલિદૈન તરફથી ઈસાલે સવાબ માટે હજ્જ કરાવવી અથવા પોતે તેમના તરફથી હજ્જ કરવી ઉત્તમ વાત છે અને આ શકલમાં પણ "નંબર સાત" પછીની શરતો લાગુ નહિ પડે. અને પોતે અથવા બીજા પાસે મકકહ મુકર્રમહથી પણ હજ્જ કરાવી શકે છે.

આ સિલસિલામાં યાદ રાખો કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે વાલિદૈનની વફાત પછી, તેમના માટે, ખૈરો બરકતની દુઆઓ કરતા રહો, અને તેમના માટે અલ્લાહથી મગફિરત અને બખ્શિશ માંગતા રહો.

જેથી હજ્જ કરાવી વાલિદૈન ને તેનો સવાબ પહોંચાડવો, મગફિરત અને બખ્શિશ માંગવા બરાબર છે.

(૫) જેણે પોતાની ફર્ઝ હજ્જ અદા કરી લઘી હોય, તેના માટે નફલ હજ્જ કરવા કરતાં બીજાના તરફથી હજ્જે બદલ કરવું અફઝલ છે.

(૬) મહેનતાણું આપીને હજ્જ કરાવવી કોઈ પણ હાલતમાં જાઈઝ નથી. કોન્ટ્રાકટ આપી હજ્જે બદલ ના કરાવો.

નોટ :–હજ્જે બદલની નિય્યત આ પ્રમાણે કરે :

(☆)અય અલ્લાહ હું પોતાના વાલિદ ( અથવા ફલાણા) તરફથી હજ્જની નિય્યત કરું છું.

(☆) જીવતા, કે મરેલાઓ તરફથી તવાફ, અથવા ઉમરહ કરતા હોય તો તેમના માટે પણ આ જ પ્રમાણે નિય્યત કરવી.

## હજ્જે બદલ કરનારના સફર (પ્રવાસ) ખર્ચ અંગે મસાઈલ

(૧) હજ્જે બદલ કરનારને એટલો યોગ્ય દરમિયાની ખર્ચ મળવો જોઈએ કે આમિરના વતનથી મકકહ મુર્કર્રમહ સુધી અને ત્યાંથી પોતાના વતન પાછા આવતા સુધી પૂરતો થઈ જાય. અને ખર્ચ માટે મઅમૂરને તંગી ના પડે અને ફુઝૂલ ખર્ચી (લાંબો હાથ) પણ ના હોય.

(૨)હજ્જે બદલના ખર્ચામાં સવારી, ખાવું–પીવું, ઈહરામના કપડાં, પહેરવાના કપડાંની ધુલાઈ, ગુસલનો સાબૂ, મઝદૂરની મઝદૂરી, ઘરનું ભાડું, માલ–સામાનના હિફાઝતની મઝદૂરી અને મઅમૂરની હાલત પ્રમાણે એની જરૂરતની દરેક વસ્તુઓનો ખર્ચ શામિલ છે અને

આમિરના માલમાંથી તંગી અને ફુઝૂલ ખર્ચ વગર ઉપરોકત વસ્તુઓમાં પૈસા ખર્ચ કરવું જાઈઝ છે.

(૩) મઅમૂરને આમિરના માલમાંથી કોઈની દઅવત કરવી, ખાવામાં શરીક કરવું અથવા સદકો આપવું અથવા કોઈને કર્ઝ આપવું જાઈઝ નથી. પરંતુ આ સર્વે કાર્યો માટે આમિરે પરવાનગી આપી હોય તો જાઈઝ છે.

(૪) ફકીહ અબૂલ્લયસ (રહ.) ફરમાવે છે કે દરેક એવી વસ્તુમાં આમિરનો માલ ખર્ચ કરવો જાઈઝ છે કે જેને સામાન્ય રીતે હાજીઓ કરતા હોય અને "ઝખીરહ" (કિતાબનું નામ)માં એ કથનનેજ મુખ્તાર (પસંદ કરેલો) લખ્યું છે.

તેમ છતાં સાવચેતી રૂપે આમિરથી દરેક વસ્તુમાં ખર્ચ કરવાની આમ (જનરલ) પરવાનગી પ્રાપ્ત કરી લેવામાં આવે, જેથી તંગી પણ ના થાય અને મુઆખઝો (અલ્લાહની પકડ) પણ ના થાય. બલ્કે આમિરને જોઈએ કે મઅમૂરને હજ્જે બદલના ખર્ચ કરતાં અમૂક રકમ વધારે આપે અને વધારાની રકમ મઅમૂરને બક્ષિશ આપી દે જેથી એને દરેક રીતે ખર્ચ કરવામાં આસાની રહે અને હિસાબ કિતાબ રાખવાની તકલીફ ના

રહે. પરંતુ એક વસ્તુની અત્રે કાળજી રાખવી જોઈએ કે હજ્જે બદલની બધીજ રકમ મઅમૂરને બક્ષિશ ના આપે કારણ કે મઅમૂર એ રકમનો માલિક બની જશે જેથી આમિરની હજ્જ અદા નહિ થાય.

(૫) જિનાયતનો દમ મઅમૂર પોતાના પૈસામાંથી આપે. હાં! આમિરે પોતાના માલમાંથી આપવાની પરવાનગી આપી હોય તો એના માલમાથી આપવું જાઈઝ છે.

(૬) હજ્જથી પરવાર્યા પછી જે કંઈ રોકડ રકમ, કપડાં અને સામાન વગેરે આમિરના માલમાંથી બચે તે આમિર અથવા એના વારિસોને પરત કરવું વાજિબ છે. હાં ! આમિર બક્ષિસ કરી દે તો લેવું જાઈઝ છે.

## ઔરતના હજ્જની રીત

કિતાબના પાછલા પેઈજોમાં હજ્જે તમત્તુઅમાં જયાં જયાં ઔરતો માટે કોઈ અલગ મસ્અલો હતો, તો તે તેની જગા ઉપર બયાન કરી દેવામાં આવ્યો છે, તે છતાં આસાની માટે, અહિયા ઔરતોના હજ્જની રીત અલગ લખવામાં આવી રહી છે, જેથી એક સાથે સમજવામાં સરળતા રહે.

<u>ઔરતો એ હજ્જના બધા અમલો, મર્દોની જેમ જ કરવાના છે, અમુક જ બાબતોમાં મર્દોથી થોડો અલગ હુકમ છે અને અમુક બાબતો ઔરતોની સાથે મખ્સૂસ છે.</u>

(૧) ઘણી ઔરતો હજ્જ કે ઉમરહ માટે મહરમ અથવા શોહર વગર ચાલી જાય છે, આ રીતે હજ્જ કે ઉમરહ માટે જવું, નાજાઈઝ અને ગુનાહનું કામ છે.

(૨) કેટલીક ઔરતો ફર્ઝી (માની લીધેલા) મહરમ (જેમકે મ્હોં બોલા બેટા,મ્હોં બોલા બાપ, મ્હોં બોલા ભાઈ) બનાવીને હજ્જ કે ઉમરહ માટે ચાલી જાઈ છે, શરીઅતમાં તેની કોઈ જ ગુંજાઈશ નથી અને આ ગુનાહનું કામ છે અને શરીઅતના કાનૂનની મજાક ઉડાડવા બરાબર છે. આ સૂરતમાં હજ્જ કે ઉમરહ તો થઈ જશે, પરંતુ સાથે સાથે તેણીના નામએ આ'માલમાં મહરમ વગર સફર કરવાનો ગુનોહ પણ લખવામાં આવશે અને પેલો ફરઝી મહરમ, મફતમાં જ ગુનેહગાર થશે.

(૩) અમુક ઔરતો એમ સમજે છે કે, કેટલીક ઔરતો ભેગી મળીને હજ્જ કે ઉમરહ માટે જઈ શકે છે, તેમનો એ ખ્યાલ ખોટો છે, અને યાદ રાખો કે, આ મનાઈનો હુકમ જુવાન, ઘરડી દરેક માટે એક સરખો છે. મો'મીન બંદાઓ ઉપર શરીઅતની પાબંદી કરવી જરૂરી

છે, પોતાની મનચાહત ઉપર અમલ ના કરે.

(૪) જે ઔરત ઉપર હજ્જ ફર્ઝ થઈ ગઈ, પણ તેની સાથે હજ્જમાં જનાર કોઈ મહરમ નથી, તો તેણીએ મહરમ મળતાં સુધી, હજ્જ મુલ્તવી કરવી જોઈએ, અને આ મજબૂરીના કારણે હજ્જમાં જે મોડું થશે, તેનો કોઈજ ગુનોહ તેને નહિ થાય. જો ઝિંદગીભર કોઈ મહરમ ના મળે, તો આવી ઔરતે મરતી વખતે હજ્જે બદલની વસીય્યત કરવી વાજિબ છે.

(૫) ઈદદતમાં બેઠેલી ઔરત ઈદદતના દિવસોમાં હજ્જ માટે બિલકુલ ના જાય, આ હાલતમાં તેના માટે હજ્જની સફર કરવી હરામ છે. એથી વધીને એ, કે આવી ઔરત માટે સફરે શરઈ થી ઓછી મસાફત માટે સફર કરવું પણ જાઈઝ નથી. ઈદદતની હાલતમાં ઔરત કોઈ સખ્ત મજબૂરી હોય, તો ફકત દિવસ દરમિયાન ઘરની બહાર નીકળી શકે છે, પણ રાતે તો, કોઈ પણ હાલતમાં ઈદદતવાળા મકાનમાં પાછા આવવું પડશે અને રાત તે જ મકાનમાં ગુજારવી પડશે. તો જાહિર વાત છે, કે હજ્જમાં આવું થઈ નથી શકતું, માટે તલાક અથવા મૌતની ઈદદતમાં હજ્જ માટે ન નીકળે, તે છતાં જો સફર કરશે તો હજ્જ કે ઉમરહ તો થઈ જશે, પણ ગુનેહગાર થશે.

(૬) એહરામ બાંધતી વખતે મરદોની જેમ બે ચાદરો લપેટવાનો ઔરતો માટે હુકમ નથી, ઔરતો તો પોતાના સીવેલા કપડાં જ પહેરશે, ભલેને તે રંગીન હોય. ઔરતો હાથ અને પગના મોજા પણ પહેરી શકે છે, જો કે સારુ એ છે કે મોજા ન પહેરે. ઔરત એવા બૂટ પણ પહેરી શકે છે જેનાથી પગના વચ્ચેનું હાડકું છુપાઈ જાય.

(૭) ઔરત, મરદની જેમ માથું ખુલ્લું ના રાખે, ઔરત માટે માથાનું ઢાંકવું વાજિબ છે. ઔરતે એહરામની હાલતમાં માથે એક નાનો રૂમાલ બાંધવો જોઈએ, જેથી માથું ખુલવા ના પામે. પણ એ યાદ રહે, કે રૂમાલ પેશાની ઉપર ના આવી જાય, જો આવી જશે તો, જજા વાજિબ થશે, કારણ કે એહરામની હાલતમાં, ઔરતની પેશાની ઉપર કપડું લાગવું નાજાઈઝ છે. રૂમાલ બાંધવો એહરામમાં દાખલ નથી, કારણ કે ઔરતના માથામાં એહરામ નથી.

(૮) ઔરતો "તલબિયહ" ઊંચી અવાઝે ના પઢે.

(૯) ઔરતો તવાફમાં "રમલ" ના કરે.

(૧૦) જો મરદોની ભીડ વધારે હોય તો ઔરતોએ ખાનએ કઅબહથી દૂર રહીને તવાફ કરવો જોઈએ, ભીડમાં મરદોની સાથે મળી જઈને તવાફ કરવું ગુનોહ છે,

કારણ કે ઔરતોનું જિસ્મ, બીજા મરદોને અડી જશે જે હરામ છે.

(૧૧) એક વાત ખાસ યાદ રાખવી જોઈએ કે, જેમ જેમ ૮ઝિલ્હજ્જ નઝદીક આવશે, તેમ તેમ ભીડ વધતી જશે અને ૮ઝિલ્હજ્જના બે–ચાર દિવસ પહેલાં, એટલી જબરદસ્ત ભીડ થઈ જાય છે કે જો કોઈ માણસ ફર્ઝ નમાઝની જમાઅતના થોડીકવાર પહેલાં, તવાફ થી ફારિગ થાય, તો તેને નમાઝ માટે ઉભા રહેવા જગા મળવી મુશ્કિલ થઈ જાય છે, કારણ કે પુરું મતાફ ખીચો ખીચ ભરાઈ જાય છે, તો જયારે મરદને જગા નથી મળી શકતી, તો ઔરતને તો કયાંથી મળી શકશે ? માટે તે દિવસોમાં ઔરતોએ એવા ટાઈમે તવાફ કરવો જોઈએ, કે નમાઝના ટાઈમથી ઘણી વાર પહેલા તવાફથી ફારિગ થઈ શકે.

(૧૨) સફા–મરવહ ની સઈ કરતી વખતે લીલા થાંભલાઓના વચમા ઔરતોએ દોડવું નહિ, બલ્કે પોતાની સ્વભાવિક ચાલ પ્રમાણે જ ચાલતી રહે.

(૧૩) ઔરતો એહરામથી હલાલ થવા માટે માથું ના મુંડાવે, પણ પૂરા માથાના વાળ અથવા ચોથા ભાગના માથાના વાળને, લંબાઈમાં આંગળીના વેઢા જેટલા કાપી

લે.

(૧૪) ઘરેથી હજ્જ માટે રવાના થતી વખતે, જો ઔરતને માસિક આવતું હોય તો તે હાલતમાં એહરામ બાંધી શકે છે. એહરામ બાંધવાની નિય્યતથી ગુસલ કરી લે અને જો આવી હાલતમાં ગુસલ નુકસાન કરતું હોય, તો વુઝૂ કરીને કિબ્લહ તરફ મોઢું કરીને, બેસીને એહરામની નિય્યત કરી લે અને તલબિયહ પઢી લે, એહરામની બે રકા'ત નમાઝ આ હાલતમાં પઢવાની નથી.

(૧૫) એહરામ બાંધ્યા પછી, માસિક આવી જાય, તો એનાથી એહરામ ખતમ નહિ થાય, એહરામ બાકી જ રહેશે એહરામ તો ત્યારે જ ખુલશે જયારે હજ્જના બધા અમલોથી ફારિગ થઈ વાળ કપાવશે.

(૧૬) માસિક આવવાની હાલતમાં હોય તો મકકહ મુકર્રમહ પહોંચીને, પોતાના રૂમ ઉપર જ થોભે અને મસ્જિદે હરામમાં ના જાય, કેમકે હૈઝ અથવા નિફાસની હાલતમાં ઔરત માટે મસ્જિદે હરામમાં અથવા કોઈ પણ મસ્જિદમાં દાખલ થવું, મના છે. આવા સમયે ઔરત તલબિયહ,તકબીર, લાઈલાહ ઈલ્લલ્લાહ, અને તસ્બીહ પઢતી રહે. જયારે માસિકથી પાક થઈ જાય, ત્યારે

એહરામની પાબંદીઓને ધ્યાનમાં રાખીને પાકીનું ગુસલ કરી, બાવુઝૂ, હરમ શરીફમાં જઈને, ઉમરહના અમલો કરે.એટલે કે તવાફ કરે, બે રકા'ત નમાઝ તવાફની પઢે, અને સઈ કરીને, ઉપર બતાવ્યા મુજબ બાલ કપાવી, બે રકા'ત નમાઝ પઢી એહરામથી ફારિગ થાય.

(૧૭) આવી જ રીતે જો ૮ઝિલ્હજ્જ પહેલાં જ માસિક શરૂ થઈ જાય, તો તેવી જ હાલતમાં હજ્જનું એહરામ બાંધી લે, હજ્જની નિય્યત કરી લે અને તલબિયહ પઢે.–મિના, અરફાત, અને મુઝદલિફહમાં નમાઝો ના પઢે, પણ તલબિયહ, તકબીર, લાઈલાહ ઈલ્લલ્લાહ, અને તસ્બીહ પઢતી રહે અને જો હજુ પણ હાલતે હેઝમાં હોય, તો તવાફે ઝિયારત ના કરે, પાક થયા પછી તરત જ તવાફે ઝિયારત કરી લે.

(૧૮) માસિક આવવાના કારણે "તવાફે ઝિયારત" પોતાના ટાઈમથી લેટ થઈ ગયો, તો તેથી "દમ" વાજિબ નહિ થાય, પરંતુ એ ખ્યાલ રાખે કે "તવાફે ઝિયારત" હજ્જનો રૂકન છે અને તેનો કોઈ જ બદલ, કે કજા નથી, અને નતો એ કદિ માફ થાય છે, અને જયાં સુધી તવાફે ઝિયારત નહિ કરે, હજ અદા નહિ થાય.

(૧૯) જો તવાફ કરી રહી હતી અને માસિક આવી

ગયું, તો તવાફ કરવાનું તરતજ બંદ કરી, મસ્જિદથી બહાર આવી જાય અને સઈ તવાફના તાબિઅ છે, એટલે સઈ પણ ના કરે, પાક થયા પછી તવાફ અને સઈ કરે.

(૨૦) જો એવું બને કે, તવાફથી હજુ ફારિગ જ થઈ હતી, કે માસિક આવવાનું શરૂ થઈ ગયું, તો પછી તવાફ તો થઈ ગયો છે, એટલે હવે માસિક આવવાની હાલતમાં જ સફા–મરવાની સઈ કરી લે, એ જાઈઝ છે કારણ કે સઈ માટે હૈઝથી પાકી જરૂરી નથી, અલબત્ત પાકીની હાલતમાં સઈ કરવી સુન્નત છે.

(૨૧) માસિકવાળી ઔરત (નમાઝ અને તિલાવતે કુર્આન સિવાય) બીજી દુઆઓ, દુરૂદ શરીફ તથા વઝીફા ચાલુ રાખી શકે છે અને તે જાઈઝ છે, મના નથી. આવી ઔરત માટે મુસ્તહબ આ છે કે, નમાઝનો ટાઈમ થાય તો દરેક નમાઝના ટાઈમે પાક–સાફ થઈને મુસલ્લા ઉપર બેસીને, જેટલો ટાઈમ નમાઝ અદા કરવામાં જાય છે એટલો ટાઈમ ''સુબ્હાનલ્લાહ'' અને ''લાઈલાહ ઈલ્લલ્લાહ'' તેમજ ''અસ્તગફિરુલ્લાહ લ્લઝી લાઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યુમુ'', પઢતી રહે, જેથી ઈબાદતની આદત પણ ના છૂટે.

(૨૨) જો માસિક વાળી ઓરતના સાથીઓ, પોતાના વતન પાછા ફરી રહયા હોય અને ઔરત હજુ પાક નથી થઈ, તો તે ઔરત માટે ''તવાફે વિદાઅ''નું છોડી આપવું જાઈઝ છે અને તવાફ છોડવાના કારણે દમ પણ વાજિબ થશે નહિ. વતન રવાના થવાનો ટાઈમ આવે, તો આવી ઔરત મસ્જિદે હરામમાં તો દાખલ ના થાય, પણ મસ્જિદે હરામના ''બાબુલ વિદાઅ'' અથવા બીજા કોઈ પણ દરવાજાની સામે બહાર ઉભી રહીને, દુઆઓ માંગે, અને ખાનએ કઅબહની દૂરથી જ ઝિયારત કરી લે અને પોતાના વતન માટે રવાના થઈ જાય.

(૨૩) ઔરતોમાં આજ–કાલ આ વાત જે મશહૂર છે, કે હજ્જ અને ઉમરહના સફરમાં પરદો નથી, આ જહાલતની વાત ગણાય, આવી ઔરતો બે પરદા થઈ ને, પોતે પણ ગુનેહગાર બને છે અને તેમની ઉપર નઝર નાખનાર મરદોને પણ ગુનેહગાર કરે છે.

## ઓરતો માટે એક જરૂરી મસ્અલો

કોઈ ઓરતે ''હજ્જે તમત્તુઅ''ની નિય્યતથી એહરામ બાંધ્યું અને મકકહ મુકર્રમહ પહોંચતા પહેલા અથવા ત્યાં પહોંચીને તરતજ તેને હેઝ (માસિક) આવી ગયું અને માસિકના કારણે આવી ઓરત ઉમરહ ના કરી

શકી અને ૮ઝિલ્હજ્જ એટલે કે મિના જવાનો દિવસ આવી ગયો તો આવી ઓરત એહરામ ઉતારવાની નિય્યતથી માથું ખોલી નાખી, માથામાં તેલ લગાવી, માથું ઓઢી લે અને ઉમરહનું એહરામ ખોલી નાખે અને હજ્જની નિય્યતથી "તલબિયહ" પઢીને, હજ્જનું એહરામ બાંધી લે અને મિના ચાલી જાય અને હજ્જના બધા જ અરકાનો અદા કરે અને આવી ઓરતની હજ્જ "હજ્જે ઈફરાદ" ગણાશે.

આવી ઓરત હજ્જથી પરવારી ગયા પછી પેલા છુટેલા ઉમરહની કજાની નિય્યતથી એક ઉમરહ કરી લે અને એક કુર્બાની પણ કરે. અને આ "દમ" પહેલા ઉમરહના એહરામના ખોલી નાખવાના કારણથી વાજિબ થયો છે.

આવી ઓરત ઉપર "હજ્જે તમત્તુઅ"ના શુક્રિયહનો "દમ" વાજિબ નથી એટલા માટે કે એની હજ્જ "હજ્જે ઈફરાદ" થઈ છે અને "હજ્જે ઈફરાદ" કરનાર પર કુરબાની વાજિબ નથી.
(ખયરૂલ ફતાવા ૪/૨૩૩, અયની શર્હે બુખારી ૧૦/૧૨૩, મિશ્કાત ૫/૩૦૬–૩૦૭)

જે ઓરતને પોતાની માસિક આવવાની આદત

પ્રમાણે એ વાતની ઉમ્મીદ ના હોય કે તેમાસિકથી પાક થઈને હજ્જના દિવસો પહેલાં ઉમરહ કરી શકશે તો આવી ઓરત માટે સારૂ એ છે કે એ ''હજ્જે ઈફરાદ''નું એહરામ બાંધે, જેથી તેણી પર ઉમરહના એહરામ ખોલી નાંખવાના કારણે જે ''દમ'' વાજિબ થઈ જાય છે તે ''દમ'' વાજિબ ના થાય.

## ઓરતો માટે એક ખાસ મસ્અલો

તારીખ ૨૪થી તારીખ ૨૭ ઓકટોબર (૧૯૯૭) સુધી હજ્જ હાઉસ મુંબઈમાં દસમો ઓલ ઈન્ડિયા ફિકહી સેમીનાર ભરાયો હતો જેમાં હજ્જ – ઉમરહના મસાઈલ વિશે જે ફેંસલા અને ઠરાવો થયા હતા તેમાનો ઠરાવ નંબર ૧૦ આ પ્રમાણે હતો.

ઠરાવ નં. (૧૦) જો તવાફે ઝિયારત પહેલાં કોઈ ઓરતને માસિક અથવા સુવાવડસ્થાનું ખૂન આવી જાય અને તેના નકકી કરેલ પોગ્રામ પ્રમાણે એવી ગુંજાઈશ નથી કે તે માસિકથી પાક થઈ તવાફે ઝિયારત કરી શકે તો તેના માટે જરૂરી છે કે તે દરેક રીતે એવી કોશીષ કરે કે તેના સફરની તારીખ આગળ વધી શકે, જેથી તે પાક થઈને તવાફે ઝિયારત અદા કરવા બાદ

પોતાના ઘરે પાછી ફરી શકે. પરંતુ જો તેની બધી બનતી કોશિષો બેકાર જાય અને પાક થવા પહેલા તેને સફર કરવો જરૂરી થઈ જાય તો એવી હાલતમાં તે તવાફે ઝિયારત અદા કરી શકે છે. આ તવાફે ઝિયારત શરઈ રીતે માન્ય ગણાશે અને તે ઔરત સંપૂર્ણ રીતે હલાલ થઈ જશે. પરંતુ તેના ઝિમ્મે એક મોટા જાનવરની કુર્બાની (દમે જિનાયત) હરમ શરીફની હદમાં કરવી જરૂરી રહેશે.

## હજ્જના મસાઈલમાં વપરાતા ખાસ પરિભાષિક અરબી શબ્દો એક નઝરમાં

આપે આ કિતાબના વાંચન દરમ્યાન જોયું કે મસાઈલે હજ્જમાં અમુક વસ્તુઓના નામ અરબી છે અને ખાસ ઈસ્તિલાહના પ્રમાણે તેનો ઉપયોગ કરવામાં આવે છે. હજ્જ – ઉમરહની તા'લીમાતને સમજવા માટે તેની ઓળખ જરૂરી છે, જો કે દરેકની વિગત પોત પોતાની જગાએ લખવામાં આવેલી જ છે, પણ વધૂ સહૂલતના ખાતર આવા શબ્દો અહિયા અલગ રીતે બયાન કરવામાં આવ્યા છે.

**એહરામ:**

હાજી જયારે હજ્જ અથવા ઉમરહ માટે પાકી નિય્યત કરીને તલબિયહ પઢે છે, તેને એહરામ કહેવામાં આવે છે, જેનાથી અમુક હલાલ વસ્તુઓ પણ તેના ઉપર હરામ થઈ જાય છે, એટલા માટે એને એહરામ કહેવામાં આવે છે.

**કઅ્બહ (બયતુલ્લાહ):**

અલ્લાહ તઆલાનું ઘર, જેની હજ્જ તથા ઉમરહ કરવામાં આવે છે.

**બયતુલ્લાહના અલગ અલગ ખૂણા છે :**

રૂકને યમાની : પશ્ચિમ તથા દક્ષિણ દિશાના ખૂણાને કહે છે, જે" યમન" બાજૂ આવેલો છે. રૂકને ઈરાકી : "ઈરાક" બાજૂના ભાગને કહે છે. રૂકને શામી : "શામ" બાજૂના ભાગને કહે છે. મીજાબે રહમત : કઅબહ શરીફની છત ઉપરથી હતીમના અંદર પડતા વરસાદી પાણીના પરનાલાને કહેવામાં આવે છે, જયાં દુઆ કબૂલ થાય છે, અને તેના નીચે નમાઝ પઢવી અફઝલ છે.

**હજરે અસ્વદ:**

કઅબતુલ્લાહની દીવારનો તે પથ્થર,જેને બોસો આપીને તવાફનો દરેક ચકકર શરૂ કરવામાં આવે છે અને

ભીડમાં દૂરથી ઈસ્તિલામ કરવામાં આવે છે.

મસ્જિદે હરામ:

તે મસ્જિદ, જેમાં બયતુલ્લાહ છે.

ઝમઝમ :

તે કુવો જેનું પાણી પીવું સવાબ, અને જેનાથી ઘણી બીમારીઓ દૂર થાય છે.

બાબુસ્સલામ:

મસ્જિદે હરામનો તે દરવાજો, જયાંથી પહેલી વખત દાખલ થવું અફઝલ છે, હવે તેનું નામ "બાબુલ ફત્હ" રાખવામાં આવ્યું છે.

હજ્જ:

અલ્લાહ તઆલાના ઘરની, નકકી દિવસોમાં મખ્સૂસ ઈબાદતોની સાથે ઝિયારત કરવી

ઈફરાદ:

ફકત હજ્જનું એહરામ બાંધીને એકલા હજ્જના કામો કરવા.

મુફરિદ:

ફકત હજ્જનો એહરામ બાંધનારને કહે છે.

તમત્તુઅ:

હજ્જના મહિનાઓમાં, પહેલાં ઉમરહ કરવો

અને તે જ વર્ષે હજ્જનું એહરામ બાંધીને હજ્જ કરવી.

<u>મુતમત્તિઅ:</u>

તમત્તુઅના એહરામ બાંધનારને કહે છે.

<u>કિરાન:</u>

હજ્જ અને ઉમરહનું એહરામ એક સાથે બાંધી, પહેલા ઉમરહ કરવું, અને પછી તે જ એહરામથી હજ્જ કરવી.

<u>કારિન:</u>

હજ્જે કિરાન કરવા વાળાને કહે છે.

<u>ઉમરહ:</u>

નકકી દિવસો સિવાય, બીજા દિવસોમાં મખ્સૂસ ઈબાદતોની સાથે ''બયતુલ્લાહ''ની ઝિયારત કરવી

<u>અશ્હુરે હજ્જ:</u>

હજ્જના મહિનાઓ, એટલે કે, શવ્વાલ અને ઝિલ્કઅદહનો પૂરો મહિનો, અને ઝિલ્હજ્જના શરૂઆતનાં દસ દિવસો

<u>તલબિયહ:</u>

તે વઝીફો કે જે ઉમરહ અને હજ્જમાં ''એહરામ''ની હાલતમાં પઢવામાં આવે છે. એટલે કે ''લબ્બૈક લબ્બૈક (છેવટ સુધી)

**મીકાતઃ**

મકકહ મુર્કમહની ચારે બાજૂ , તે જગાઓ, કે જયાંથી મકકહ જવાવાળાઓ માટે, ઉમરહ અથવા હજ્જનું એહરામ બાંધવું વાજિબ છે. જે લોકો આ હુદૂદના અંદર રહે છે, તેમને મીકાતી કહેવામાં આવે છે, અને જેઓ આ હદથી બહાર રહે છે, તેમને આફાકી કહે છે.

**હરમઃ**

મકકહ મુઅઝઝમહની ચારે બાજુ, અમૂક અંતર સુધીની તે જમીન, જેની પાકીઝગીના કારણે, તેને હરમ કહેવામાં આવે છે, જેની નિશાનીઓ લગાવવામાં આવી છે, અને તે હુદૂદના અંદર શિકાર કરવું, જાડો અને ઘાસ કાપવું મના છે. જે માણસ આ હુદૂદના અંદર રહે છે, તેને ''હરમી'' (મકકી) અથવા ''એહલે હરમ'' કહેવામાં આવે છે.

**હિલઃ**

હુદૂદે હરમથી બહાર, મીકાત સુધીની જમીનને ''હિલ'' કહે છે, આ જગા એ, તે બધી વસ્તુઓ હલાલ છે જેની હરમમાં મનાઈ હતી. અને જે માણસ આ હિલમાં રહે છે તેને ''હિલ્લી'' કહે છે.

**ઈજતિબાઅ્:**

એહરામની ઉપરની ચાદરને, જમણી બગલનાં નીચેથી કાઢીને, ડાબા ખભા ઉપર નાંખી દેવી.

**મતાફ:**

તવાફ કરવાની જગાને મતાફ કહે છે.

**તવાફ:**

કઅ્બતુલ્લાહના ફરતે સાત ચકકરો લગાવવા.

**તવાફે કુદૂમ:**

મકકહ મુકર્રમહમાં દાખલ થતાં જ પેહલો તવાફ કરવો, જે ઈફરાદ અથવા કિરાનની નિય્યતથી હજ્જ કરવા વાળાઓ માટે મસ્નૂન છે.

**તવાફે વિદાઅ્:**

બયતુલ્લાહથી રવાના થતી વખતે જે તવાફ કરવામાં આવે છે, જે દરેક આફાકી ઉપર વાજિબ છે.

**તવાફે ઉમરહ:**

તે તવાફ જે ઉમરહ કરવાવાળાઓ ઉપર ફર્ઝ છે.

**રમલ:**

જે તવાફ પછી સઈ કરવાની હોય તેવા તવાફના

શુરૂના ત્રણ ચકકરોમાં, ખભા હલાવતા હલાવતા, નઝદીક નઝદીક કદમ મુકીને, જલ્દી જલ્દી ચાલવું.

<u>ઈસ્તિલામ:</u>

હજરે અસ્વદને ચુમવું, અથવા દૂરથી તેના તરફ હાથ કરી, હાથોને ચુમવા.

<u>મુલ્તઝમ:</u>

હજરે અસ્વદ, અને બયતુલ્લાહના દરવાજાની વચ્ચેની જગા.

<u>હતીમ:</u>

બયતુલ્લાહથી લાગીને જ ઉત્તર દિશાએ, જમીનનો તે ભાગ, જે કોઈક ઝમાનામાં બયતુલ્લાહમાં શામિલ હતો.

<u>મકામે ઈબ્રાહીમ:</u>

તે પથ્થર જેના ઉપર ઉભા રહી, હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ કઅબતુલ્લાનું બાંધકામ કર્યુ હતું.

<u>સફા:</u>

કઅબહ શરીફના નઝદીક, દક્ષિણ પૂર્વ દિશામાં એક પહાડી છે, જયાંથી સઈ શરૂ કરવામાં આવે છે.

<u>મરવહ:</u>

કઅબહ શરીફના ઉત્તર–પશ્ચિમ બાજુએ એક પહાડી છે, જયાં "સઈ" પૂરી થાય છે.

<u>સઈ:</u>

સફા – મરવહ પહાડીઓના વચમાં સાત ચકકર લગાવવાને કહે છે.(સફાથી મરવહ એક ચકકર અને મરવહથી સફા બીજો ચકકર, એમ સાતમો ચકકર મરવહ ઉપર પૂરો થાય છે.

<u>મસ્આ:</u>

સફા – મરવહ વચ્ચે "સઈ" કરવાની જગાને કહે છે.

<u>મીલૈન અખ્દરૈન:</u>

બે લીલા થાંભલા, જેના વચમાં (સફા – મરવહના વચમાં સઈ કરતી વખતે) દોડવામાં આવે છે.

<u>યવ્મુત્તરવિયહ:</u>

જે દિવસે હજ્જની ઈબાદત શરૂ થાય છે, એટલે કે ૮ ઝિલ્હજ્જ.

<u>મિના:</u>

મકકહ મુકર્રમહથી ૫ કિલો મીટર દૂર એક વાદી છે, જયાં હાજી લોકો થોભે છે.

<u>જબલે સબીર:</u>

મિનામાં એક પહાડ છે.

**અરફાત:**

મિનાથી લગભગ ૧૧ કિલો મીટર દૂર, એક મૈદાન છે, જયાં હજ્જનો ખુત્બહ આપવામાં આવે છે અને જયાં ૯ ઝિલ્હજ્જના રોજ વુકૂફ (કે જે હજ્જનો મોટો રૂકન છે) કરવામાં આવે છે.

**બતને ઉરનહ:**

અરફાતના નઝદીક એક જંગલ છે, જયાં રોકાવવું ઠીક નથી. (હવે જંગલ ના બદલે, આ એક મૈદાન થઈ ગયું છે.)

**જબલે રહમત:**

અરફાતના મૈદાનમાં તે પહાડ, જયાંથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હજ્જતુલ વદાઅનો ખુત્બો આપ્યો હતો.

**યવમુ અરફહ:**

જે દિવસે અરફાતના મૈદાનમાં હજ્જ થાય છે, એટલે કે ૯ ઝિલ્હજ્જ.

**મુઝદલિફહ:**

મિનાથી અરફાત તરફ લગભગ પાંચ કિલો મીટર દૂર, એક મૈદાન છે, જયાં અરફાતથી પાછા ફરતાં

રાતવાસો કરવામાં આવે છે.

<u>જબલે કુઝહ:</u>

મુઝદલિફહમાં એક પહાડ છે.

<u>વાદીએ મુહસ્સર:</u>

મુઝદલિફહને અડીને જ આવેલ એક મૈદાન, જયાંથી દોડીને પસાર થઈ જવું જોઈએ.

<u>જમરાત:</u>

મિનામાં તે ત્રણ જગાઓ, જયાં કાંકરીઓ મારવામાં આવે છે, પહેલાને "જમરએ ઊલા", બીજાને "જમરએ વુસ્તા" અને ત્રીજા ને "જમરએ અકબા" કહે છે.

<u>રમી:</u>

જમરાત (શૈતાનો) ઉપર કાંકરીઓ મારવી

<u>યવ્મુન્નહર:</u>

જે દિવસે કુર્બાની કરવામાં આવે છે, એટલે કે ૧૦ ઝિલ્હજ્જ.

<u>હલક:</u>

માથાના બાલ મૂંડાવવા.

<u>કસર:</u>

બાલ કતરાવવા.

<u>દમ:</u>

એહરામની હાલતમાં, અમુક નાજાઈઝ કામો કરવાથી, બકરી વગેરે ઝુબ્હ કરવું વાજિબ થાય છે તેને દમ કહે છે.

<u>તન્ઈમ:</u>

તે જગા જયાંથી મકકહ મુકર્રમહમાં રોકાણ દરમ્યાન ઉમરહ માટે એહરામ બાંધવામાં આવે છે, જેને મસ્જિદે આઈશહ (રદિ.) પણ કહે છે.

<u>તસ્બીહ:</u>

"સુબ્હાનલ્લાહ" કહેવું.

<u>તકબીર:</u>

"અલ્લાહુ અકબર" કહેવું.

<u>તહલીલ:</u>

"લાઈલાહ ઈલ્લલ્લાહ" કહેવું

<u>જન્નતુલ મુઅલ્લા:</u>

મકકહ મુકર્રમહના એક મશહૂર કબરસ્તાનને કહે છે.

<u>જન્નતુલ બકીઅ:</u>

મદીનહ મુનવ્વરહના એક મશહૂર કબરસ્તાનને કહે છે.

<u>જુલ્હુલય્ફહ:</u>

આ એક જગાનું નામ છે, મદીનહ મુનવ્વરહથી ૬, માઈલના અંતરે છે, અને મદીનહ મુનવ્વરહથી મકકહ મુકર્રમહ જવાવાળાઓ માટે મીકાત છે, એટલે કે અહિંયાથી એહરામ બાંધવામાં આવે છે. એને બીરે અલી પણ કહેવામાં આવે છે.

# મકકહ મુકર્રમહની કાબિલે ઝિયારત મુબારક જગાઓ

(૧) મવલદુન્નબી (રસૂલુલ્લાહ, સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પૈદાઈશની જગા)

મકકહ મુકર્રમહની પહાડી ''અબૂ કુબૈસ''ના નઝદીક ''કશાશહ'' મહોલ્લામાં ''સૂકુલ્લયલ'' નામી ગલીમાં આ મકાન આવેલું છે.આ મકાનમાં બની નવએ ઈન્સાનની તે સૌથી મોટી હસ્તીની પૈદાઈશ થઈ જે ઈન્સાનો માટે ''રહમતે ઈલાહી'' સાબિત થઈ. જો કે ૧૪૦૦ વર્ષ પહેલાંની,પોતાની અસલી  હાલત ઉપર આ મકાન નથી, પણ હાલનું મકાન તે જ અસલી જગા ઉપર છે, કે જયાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વાલિદ જનાબ અબ્દુલ્લાહનું મકાન હતું અને જયાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પૈદાઈશ થઈ. હુઝૂર

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ૧૨ રબિઉલ અવ્વલ, મુતાબિક ૨૩, એપ્રિલ ૫૭૭, ઈસ્વીના રહમતે આલમ બનીને આ દુન્યામાં તશ્રીફ લાવ્યા હતા.

*આજકાલ આ ઈમારતમાં ''સઉદી હુકૂમતે'' એક કુતુબ ખાનું બનાવ્યું છે. ટેક્ષી સ્ટેન્ડની પાસે જ, આ બરકતવંત મકાન આવેલું છે.અને તેના નઝદીક પોલિસ ચોકી પણ છે. અહિંયા પહોંચવાની આસાન રીત આ છે, કે સફા પહાડીની નઝદીક કોઈપણ દરવાજાથી, હરમ શરીફથી બહાર આવી જાઓ, અને જમણા હાથની તરફ સીધાજ પહાડીના નીચે, મકાનોની લાઈનમાં આગળ ચાલતા રહો, લગભગ બે ફર્લાંગ ચાલ્યા પછી જમણી બાજુ આ મકાન આવશે.*

(૨) જન્નતુલ મુઅલ્લા :-(મકકહ મુકર્રમહનું મશ્હૂર અને તારીખી કબ્રસ્તાન) કે જે કબ્રસ્તાન મદીનહ મુનવ્વરહના કબ્રસ્તાન (જન્નતુલ બકીઅ) પછી બધાજ કબ્રસ્તાનોથી અફઝલ છે. આ કબ્રસ્તાનમાં સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)અને તાબિઈન (રદિયલ્લાહુ અન્હુમ) અને નેક લોકોની ઝિયારતની નિય્યતથી જવું જોઈએ અને આટલો ખ્યાલ રાખવો જોઈએ કે ત્યાં કોઈ પણ વાત સુન્નતના ખિલાફ થવા ના પામે.

જન્નતુલ મુઅલ્લાના બે ભાગ કરી, વચમાં સડક બનાવવામાં આવી છે, આ સડક મિના જાય છે, અને મિના જનાર બસો વગેરે અહિયાથી જ પસાર થાય છે.

જન્નતુલ મુઅલ્લાના ઉત્તર વિભાગમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પહેલી બીવી, (પત્નિ) ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ખદીજતુલ કુબરા (રદિ.)ની કબર છે. એ સિવાય આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં સુપુત્રો હઝરત કાસિમ (રદિ.), હઝરત તાહિર (રદિ.) અને હઝરત તૈય્યિબ (રદિ.) તેમજ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દાદા જનાબ અબ્દુલમુત્તલિબ, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાકા  જનાબ અબૂતાલિબની કબરો પણ આ જ કબ્રસ્તાનમાં છે.

હઝરત અસ્મા બિન્તે અબી બક્ર (રદિ.), હઝરત અ.ર્રહમાન બિન અબી બક્ર (રદિ.), હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.), હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.), હજરત ફુઝૈલ બિન અબ્બાસ (રદિ.) વગેરેની કબરો પણ આ જ કબ્રસ્તાનમાં છે.

*પહેલા આ કબ્રસ્તાનમાં દાખલ થવાની મનાઈ*

*હતી, હવે ખુલ્લુ રહે છે. અને લોકો શાંતિથી હઝરત ઉમ્મુલ મુઅ્મિનીનની કબર ઉપર, ફાતિહા ખ્વાની કરે છે.*

(૩) મસ્જિદુર્રાયહ :- મસ્જિદે જિનનાં નઝદીક, સીધા હાથે મસ્જિદુર્રાયહ આવેલી છે. રાયહનો અર્થ ઝંડો થાય છે. આ તે જગા છે કે જયાં ફત્હે મકકહના મૌકા ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાનો ઝંડો લહેરાવ્યોં હતો.

(૪) મસ્જિદે જિન :- આ મસ્જિદ ''જન્નતુલ મુઅલ્લા'' કબ્રસ્તાનની પાસે છે. તેને મસ્જિદે બયઅત પણ કહેવામાં આવે છે. અહિયાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જિન્નાતોથી બયઅત કરી હતી. તે ઝમાનામાં આ એક ખુલ્લુ મૈદાન હતું, પણ હવે ત્યાં એક ખૂબ સૂરત મસ્જિદ બની ગઈ છે.

(૫) જબલુન્નૂર :- (ગારે હિરા) મકકહ મુકર્રમહથી મિના જવાના રસ્તા ઉપર લગભગ ૩ માઈલ દૂર જબલુન્નૂર આવેલો છે, જે લગભગ ૨૦૦૦ ફૂટ ઊંચો છે અને તેની ચોટી ઉપર તે પવિત્ર ગાર છે, કે જેને ''ગારેહિરા'' કહેવામાં આવે છે. ઈસ્લામની તારીખમાં એનું આગવું સ્થાન છે. હિદાયતે ઈલાહીનું નૂર, પૂરી

દુન્યામાં અહિયાથી જ ફેલાયું, સૌથી પહેલા વહી અહિયાજ ઉતરી હતી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને રિસાલતના ઓહદા ઉપર અહિયાથી જ ફાઈઝ કરવામાં આવ્યા. નબુવ્વત મળતાં પહેલા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ ગારમાં આવીને ઈબાદત કરતા હતા.

(૬) જબલે સૌરઃ- મકકહ મુકર્રમહથી લગભગ ૬ માઈલ દૂર એક પહાડ છે, જેનું નામ જબલે સૌર છે. મકકહ મુકર્રમહથી મદીના મુનવ્વરહ હિજરતના મૌકા ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હઝરત અબૂબક્ર (રદિ.)ના સાથે આ પહાડ ઉપર ત્રણ રાતો થોભ્યા હતા. આ પહાડ ઉપર ચઢવા માટે લગભગ બે કલાક થાય છે. કમઝોર અને ઝઈફ લોકોએ આના ઉપર ચઢવાની કોશિશ કરવી નહિ, ઘણી વખત એમ બને છે કે ચઢતા ચઢતા નીચે ગબડી પડાય છે. "સઉદી હુકૂમત" લગભગ ત્યાં જવાથી રોકે છે ફકત પ્રાઈવેટ ગાડીઓ જ ત્યાં જાય છે.

(૭) હઝરત ખદીજતુલ કુબરા (રદિ.)નું મકાનઃ- આ હઝરત ખદીજતુલ કુબરાનું મકાન છે, કે જયાં સરવરે કાઈનાત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મદીનહ

મુનવ્વરહની હિજરત કરતાં સુધી, કિયામ ફરમાવ્યો હતો અને આ જ મકાનમાં હઝરત ફાતિમતુઝઝહરાઅ (રદિ.)ની પૈદાઈશ થઈ હતી. અને હઝરત ઈબ્રાહીમ (રદિ.)ના સિવાય, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બાકીની અવલાદની પૈદાઈશ પણ આ જ મકાનમાં થઈ હતી. હરમ શરીફ પછી આ જગ્યા મકકહ મુકર્રમહમાં સૌથી અફઝલ છે. સફા–મરવહ તરફ મરવહની બહાર નીકળશો, તો સામે છત્તા બજારમાં દાખલ થતાં જ જમણી બાજુ, ગલીમાં આ મકાન છે. લોકો બહારથી જ ઝિયારત કરી લે છે. અહિયા એક દારૂલ હુફફાઝ બનાવવામાં આવ્યું છે, જયાં છોકરાઓ હાફિઝ થાય છે.

(૮) મસ્જિદે આઈશા :– આ મસ્જિદને "મસ્જિદે તનઈમ" પણ કહેવામાં આવે છે, જયાંથી ઉમરહ માટે એહરામ બાંધવામાં આવે છે. આ મસ્જિદ હુદૂદે હરમથી બહાર છે અને મકકહ મુકર્રમહથી ત્રણ માઈલ દૂર, મદીના રોડ ઉપર આવેલી છે. ત્યાં જવા માટે હંમેશા મીની બસો હરમ શરીફના બહાર "બાબે અ.અઝીઝ"ના સામે થી મળી જાય છે. મકકહ મુકર્રમહ થોભવાના ઝમાનામાં, જો તમો ઉમરહ કરવા માંગતા હોય તો આ મસ્જિદે જવું, ત્યાં

ગુસલ વગેરેનો પૂરો ઈન્તિજામ છે. ત્યાંથી એહરામ બાંધીને મસ્જિદે હરામમાં આવી ઉમરહ અદા કરો.

ઈમામ અબૂહનીફહ (રહ.)ના નઝદીક ઉમરહના એહરામ માટે મકકહ મુકર્રમહથી બહાર નીકળવું જરૂરી છે. અને તે માટે આ મકામે "તનઈમ" જેને "મસ્જિદે આઈશહ" પણ કહેવામાં આવે છે, ત્યાં જઈ એહરામ બાંધીને, ઉમરહ કરવા આવે. અને દલીલમાં હઝરત આઈશહ (રદિ.)ની આ હદીસ પેશ ફરમાવે છે, કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉમરહના એહરામ માટે, તેમને "તનઈમ" મોકલ્યા હતા.

(૯) જબલે અબૂ કુબૈસ :–ઝમાનએ જાહિલિય્યતમાં આ પહાડનું નામ "અમીન" હતું કેમકે "હજરે અસ્વદ" તુફાને નૂહના સમયથી અહિંયાજ અમાનતના તોર પર મહફૂઝ હતો. "અબૂ કુબૈસ" નામના એક માણસે એ પહાડ ઉપર પોતાનું ઘર બાંધ્યું હતું એટલે લોકો એને "જબલે અબી કુબૈસ" કહેવા લાગ્યા.

(૧૦) મહોલ્લા બની હાશિમ :– આ મહોલ્લો "અબૂ કુબૈસ" પહાડીની પાસે "મવલદુન્નબી"ના પશ્ચિમ ભાગ તરફ ગલીના અંદર છે. આ પૂરો મહોલ્લો ઘણો અફઝલ છે, અહિયા ઘણી ગલીઓ છે, તેમાંની એક ગલીમાં

"શારિઉ બની હાશિમ" છે. આ તે જ મહોલ્લો છે, કે જયાં કુરૈશ ખાનદાન આબાદ હતું અને બનૂ હાશિમ કુટુંબના સરદાર અ.મુત્તલિબ, કે જેઓ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દાદા અને કઅબહના મુતવલ્લી હતા, અહિયા જ વસેલા હતા. આ જ ગલીઓમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપના બુઝુર્ગો, તેમજ હઝરત અલી (રદિ.)એ પોતાનો ઝમાનો ગુજાર્યો, અને આ તે જ ઘાટી છે, જેને ઈસ્લામી તારીખમાં "શુઅબે અબિ તાલિબ"ના નામથી ઓળખવામાં આવે છે, કે જયાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખાનદાનના લોકોએ ત્રણ વર્ષ સુધી, કુફ્ફારે મકકહના ઝુલ્મથી છુપાઈને બહિષ્કાળનો મુશ્કિલ તરીન ઝમાનો ગુજાર્યો હતો.

## દરબારે રિસાલતની ફઝીલત

કરેં કુછ યૂંહી શોકે દિલ અપના પૂરા,
કરેં, આઓ જિકરે દિયારે મદીનહ.

અલ્લાહ તઆલાના પવિત્ર ઘર "ખાનએ

કઅબહ''ના દીદાર અને ''હજ્જ''ના મુબારક ફર્ઝથી ફારિગ થઈ, ઝિંદગીની સૌથી મોટી નેઅમત અને સઆદત, મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક રવઝહની ઝિયારત માટે મદીનહ મુનવ્વરહનો સફર કરવો છે.

''મસ્જિદે નબવી'' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારતની તડપ, અને શોખ દરેક મુસ્લિમના દિલમાં હોય છે અને આ એક એવી હકીકત છે, જેના માટે કોઈ જ દલીલની જરૂરત નથી.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે કે : ''જેને મદીના સુધી પહોંચવાની ગુંજાઈશ હોય, તે છતાં તે મારી ઝિયારત માટે ના આવે (એટલે કે ફકત હજ્જ કરીને પાછો ચાલ્યો જાય) તેણે મારી સાથે ઘણી બેમુરુવ્વતી કરી.''

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ પણ ફરમાવ્યું : ''મારી વફાત પછી જેણે મારી કબ્રની ઝિયારત કરી, તો એ એવું જ છે, કે જાણે મારી ઝિંદગીમાં મારી ઝિયારત કરી.''

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, કે જે મારી ઝિયારત માટે આવ્યો હોય અને ઝિયારત વગર, બીજી કોઈ નિય્યત નહિ હોય, તેનો મારા ઉપર હક થઈ ગયો, કે હું તેની સિફારિશ કરું.

દુન્યામાં કોણ એવો માણસ હશે કે જેને કયામતના ભયાનક, હોશ ઉડાવી દેનાર દ્રષ્ય વેળાએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સિફારિશની જરૂરત ના હોય ? અને તે માણસ કેટલો ખૂશનસીબ છે, કે જેના વિશે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે, કે તેની સિફારિશ કરવી મારા માથે છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કબર મુબારકની ઝિયારત માટે સફર કરવો સહાબએ કિરામ (રદિ.) તથા તાબિઈન (રદિ.)થી સાબિત છે.

હઝરત બિલાલ (રદિ.) બયતુલ મુકદદસ ફતેહ થઈ ગયા પછી , હઝરત ઉમર (રદિ.)ની પરવાનગીથી (સીરીયા) દેશ રહેવા ચાલ્યા ગયા હતા અને ત્યાં જ નિકાહ પણ કરી લીધા. તે પછી એક દિવસે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખ્વાબમાં ઝિયારત થઈ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે બિલાલ ! આ શું ઝુલ્મ છે ! શુ મારી ઝિયારતનો વખત

મળતો નથી ? આ ખ્વાબ જોતાં જ હઝરત બિલાલ (રદિ.) ઘણા જ પરેશાન અને ગમગીન થઈ ગયા અને તરત ઊંટણી ઉપર સવાર થઈ, મદીનહ મુનવ્વરહ હાજર થયા. હઝરત હસન અને હઝરત હુસૈન (રદિ.) એમની પધરામણીની ખબર સાંભળી તશ્રીફ લાવ્યા અને એમને વિંટળાઈ પડયા. એમનાથી અજાન કહેવાની અરઝ કરી, વહાલસોયા આ સાહબજાદાઓની ફરમાઈશને માન આપી હઝરત બિલાલ (રદિ.)એ અજાન આપી, અજાનનો અવાઝ સાંભળી ઘરોમાંથી મરદો, ઔરતો બેચેન થઈ, રૂદન કરતાં કરતાં બહાર નીકળી પડયા અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઝમાનાની યાદે, દરેકને તડપાવી નાંખ્યા. આ કિસ્સો અહિયા ટાંકવાનો હેતૂ આ છે, કે ઝિયારત માટે સફર કરવો હઝરત બિલાલ (રદિ.)થી સાબિત છે.

અનેક રિવાયતોમાં છે, કે હઝરત ઉમર બિન અ.અઝીઝ (રહ.) ખાસ "શામ"થી ઊંટ સવારને એટલા માટે "મદીનહ મુનવ્વરહ"મોકલતા હતા કે કબર મુબારક ઉપર તેમની સલામ પહોંચાડે.

<u>તમો જો હજ્જ પછી મદીનહ મુનવ્વરહ જઈ રહયા છો તો તવાફે વિદાઅ કરવાનું ભૂલશો નહિ. અને</u>

પોતાનો બધો જ સામાન (ઝમઝમનું પાણી પણ) સાથે લઈ જશો, કારણ કે હવે તમારે મદીનહ મુનવ્વરહથી સીધા જ જિદદહ જવાનું થશે અને ત્યાંથી હવાઈ માર્ગે પોતાના વતન પાછા ફરવાનું થશે.

જો તમો કોઈ કારણ સર ઝમઝમનું પાણી મદીનહ શરીફ સાથે નથી લઈ જઈ શકતા તો યાદ રાખો કે મદીનહ શરીફમાં પણ ઝમઝમના પાણી ભરવાનો ઈન્તિજામ રહે છે, હય્ય અલસ્સલાહ (જમણી) તરફ જયાં ઓરતોની નમાઝનો વિભાગ છે, તેના બહાર ખુલ્લા સહેનના છેવાડે ઝમઝમના પાણીની સબીલ (નળો) લાગેલા છે, ત્યાં જઈ કેનમાં પાણી ભરી શકો છો.

અને જો હજ્જ પહેલાં મદીનહ મુનવ્વરહ જઈ રહયા છો, તો ફકત જરૂરત પુરતો જ સામાન સાથે લઈ જવો.

"મકકહ મુકર્રમહ"થી જુદાઈના રંજ અને ગમને "મદીનહ મુનવ્વરહ"ની હાજરી અને રવઝએ પાકની ઝિયારત અને બારગાહે નબુવ્વતમાં હાજરીની ખૂશીઓથી દૂર કરો. મસ્ત થઈને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દુરૂદો સલામ પઢો :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا
مُحَمَّدٍ وَعَلٰى آلِهٖ وَ اَصْحَابِهٖ وَ
بَارِكْ وَسَلِّمْ كَمَا تُحِبُّ وَ
تَرْضٰى عَدَدَ مَا تُحِبُّ وَ
تَرْضٰى

હવે તમો હર ઘડી મકકહ મુકર્રમહથી દૂર અને મદીનહ મુનવ્વરહથી કરીબ થઈ રહયા છો, પણ છો તો બે હરમો વચ્ચે જ.

''મકકહ મુકર્રમહ''થી ''મદીનહ મુનવ્વરહ'' ૪૮૫ કિલો મીટર દૂર છે, ૭ થી ૮ કલાક પહોંચતા થાય છે. પૂરા રસ્તામાં એવો ખ્યાલ જમાવવો કે બંને જહાનના સરદાર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દરબારમાં હાજર થવાનું છે. અલ્લાહ અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ જ પોતાનું ધ્યાન રહે, અને પૂરા રસ્તામાં સલામ અને દુરૂદનો જ વઝીફો પઢતા રહેવું જોઈએ.

''સઊદી હુકૂમતે'' મકકહ મુકર્રમહથી મદીનહ

મુનવ્વરહ સુધી, ડબલ લાઈન પાકી સડક બનાવી છે આ તે જ રસ્તો છે, જે રસ્તે થી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મકકહ મુકર્રમહથી મદીનહ મુનવ્વરહનો સફર કર્યો હતો અને એ કારણે આ સડકનું નામ પણ "શારિઉલ હિજરત" (હિજરતનો રસ્તો)રાખવામાં આવ્યું છે.આ સડકના કારણે મકકહ મુકર્રમહથી મદીનહ મુનવ્વરહનો સફર ઘણો જ આસાન થઈ ગયો છે.

"મદીનહ મુનવ્વરહ" જતાં રસ્તામાં ગુસલ કરવાનો કે કપડાં બદલવાનો મૌકો નથી મળતો, માટે મદીનહ મુનવ્વરહ રવાનગી પહેલાં જ "મદીનહ મુનવ્વરહ" હાજરીની નિય્યતથી ગુસલ કરી, કપડાં બદલી લો, અને ખુશ્બૂ પણ લગાવી લો.

## મદીનહ તય્યિબહ

આ ગયા; હાસિલે ઈન્તિજાર આ ગયા,
હાજીયો, લો નબીકા દિયાર આ ગયા !
દેખો દેખો ખજૂરોંકી જુરમુટમેં વો–
સામને શહરે રશ્કે બહાર આ ગયા !

મદીનહ તય્યિબહ, મકકહ મુકર્રમહની ઉત્તર

તરફ છે. જાહિલિયતના ઝમાનામાં એને ''યસરબ'' કહેતા હતા.''મુઅજમુલ બુલ્દાન''માં છે કે આ શહેરને યસરબ ઈબ્ને કાફિયહએ વસાવ્યું હતું એટલે એને યસરબ કહેવામાં આવતું હતું, પણ હવે ઈસ્લામમા એ નામની મનાઈ કરવામાં આવેલી છે.

હિજરત પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એનું નામ તય્યિબહ રાખ્યું અને આ શહેરની આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઘણી ફઝીલતો બયાન ફરમાવી છે.

''વફાઉલ વફા''માં ''મદીનહ મુનવ્વરહ''ના ૯૪ નામો બયાન કરવામાં આવ્યા છે જેનાથી ''મદીનહ મુનવ્વરહ''ની બુઝુર્ગી અને દરજો જાહેર થાય છે.

આ શહેરની ફઝીલત કોઈ માણસ કયારેય લખી નથી શકતો, એટલું જ કહેવું બસ છે, કે જે શહેરને અલ્લાહ તઆલાએ પોતાના પ્યારા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે કિયામગાહ તથા આરામગાહ ઠેરવ્યું અને હકતઆલા શાનહુએ પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રહેવા માટે પસંદ કર્યું તેના થી અફઝલ બીજું કયું શહેર હોઈ શકે ?

કાઝી અયાઝ ફરમાવે છે, કે જે જગાઓ ઉપર

વહી ઉતરી હોય અને કુઆને પાક નાઝિલ થયું હોય, હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) તથા હઝરત મીકાઈલ (અલયહિસ્સલામ) વારંવાર ત્યાં હાજર થતા રહયા હોય, જયાંનું મૈદાન અલ્લાહ વાળાઓના ઝિક્ર અને તિલાવત તથા તસ્બીહોથી ગુંજતુ રહયુ હોય, અલ્લાહના દીન અને તેના રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નતો જયાંથી ઝરણાની માફક વહેતી હોય તે પાક જગા (મદીનહ મુનવ્વરહ) ના મૈદાનો, એ લાયક છે કે તેની તઅ્ઝીમ કરવામાં આવે, તેની ધૂળમાં આળોટવામાં આવે અને તેની ખૂશ્બૂ સુંઘવામા આવે મદીનહ મુનવ્વરહની એક એક વસ્તુ અનહદ કાબિલે કદ્ર છે.

**મદીનહ મુનવ્વરહમાં દાખલ થવાની દુઆ :**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ، وَاِلَيْكَ يَرْجِعُ السَّلَامُ، فَحَيِّنَا رَبَّنَا بِالسَّلَامِ، وَاَدْخِلْنَا دَارَ

السَّلَامِ تَبَارَكْتَ رَبَّنَا، وَتَعَالَيْتَ يَا ذَا الْجَلَالِ، وَالْإِكْرَامِ۔ رَبِّ اَدْخِلْنِيْ، مُدْخَلَ صِدْقٍ، وَّ اَخْرِجْنِيْ مُخْرَجَ صِدْقٍ، وَّاجْعَلْ لِّيْ، مِنْ لَّدُنْكَ سُلْطَانًا نَّصِيْرًا۔ وَ قُلْ جَاءَ الْحَقُّ، وَزَهَقَ الْبَاطِلُ، اِنَّ الْبَاطِلَ كَانَ زَهُوْقًا، وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ، مَاهُوَ شِفَاءٌ، وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ وَلَا يَزِيْدُ الظّٰلِمِيْنَ اِلَّا خَسَارًا۔

(અલ્લાહુમ્મ અન્ત સ્સલામ, વ મિન્ક સ્સલામ, વ ઈલય્ક યર્જિઉ સ્સલામ, ફ હય્યિના રબ્બના બિસ્સલામિ વ અદ્ખિલ્ના દારસ્સલામ, તબારકત

રબ્બના, વ તઆલય્ત યા જલ જલાલિ વલ ઈકરામ. રબ્બી અદખિલ્ની મુદખલ સિદકીંવ વ અખ્રિજની મુખરજ સિદકિંવ વજ્ અલ્ની મિન લદુન્ક સુલતાનન નસીરા, વ કુલ જાઅલ્ હકકુ વ ઝહકલ બાતિલ, ઈન્નલ બાતિલ કાન ઝહૂકા. વ નુનઝિઝલુ મિનલ્ કુર્આનિ, મા હુવ શિફાઉન વ રહમતુલ લિલ્મુઅ્મિનીન વલા યઝીદુ ઝ્જાલિમીન ઈલ્લા ખસારા.)

"અય અલ્લાહ ! તમો સલામતી વાળા છો અને તમારા તરફથી સલામતી છે અને તમારા જ તરફ સલામતી લોટે છે. અય અમારા રબ ! અમોને સલામતી સાથે જીવતા રાખો અને અમોને તમારા ઘરમાં કે જે સલામતી વાળું છે, દાખિલ ફરમાવો. ઓ અમારા રબ ! તમો ઊંચી શા'નવાળા છો, બળાઈ અને બુઝુર્ગીવાળા અય પરવરદિગાર, અમોને સચ્ચાઈના સાથે (મદીનહ મુનવ્વરહમાં) દાખલ ફરમાવો અને (મદીનહ મુનવ્વરહથી) સચ્ચાઈના સાથે બહાર કાઢો. અમોને તમારા તરફથી કામયાબી અને મદદ અતા ફરમાવો. કહી આપો, કે હક આવી ગયું અને બાતિલ ખતમ થઈ ગયું અને બેશક બાતિલ ખતમ થવાવાળું જ હતું.અને અમોએ કુર્આન ઉતાર્યું, જે ઈમાનવાળાઓ માટે શિફા અને રહમત

છે અને જાલિમ લોકો તો નુકસાનમાં જ રહેવાના છે."

અને દુઆ કરો કે "અય અલ્લાહ તમોએ જે કરમ અને એહસાનથી મને આ મુબારક દિવસ દેખાડયો, કે હું તમારા મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મહબૂબ શહેરમાં દાખલ થઈ રહયો/રહી છું, તમારા તે જ કરમ અને એહસાનથી મને અહિયાની ખાસ બરકતો ઈનાયત કરો અને તે તમામ બાબતોથી મારી હિફાઝત ફરમાવો, જે અહિયાની બરકતોથી મહરૂમીનો સબબ બને."

જયારે પોતાના મકામ ઉપર પહોંચો તો શાંતિથી પોતાનો સામાન પોતાના ઠેકાણે મુકી આપો અને જો મદીનહ મુનવ્વરહ આવતાં પહેલાં આપને ગુસલ કે કપડાં બદલવાનો મોકો ના મળ્યો હોય, તો હવે જો શકય હોય તો ગુસલ કરી લો અથવા મિસ્વાક કરી, વુઝૂ કરી લો અને ચોખ્ખા કપડાં પહેરો, (કપડાં સુફેદ હોય તો વધારે સારુ, કારણ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સફેદ કપડું સૌથી વધારે પસંદ હતું.) ખુશ્બૂ લગાવી લો, અને પછી સૌથી પહેલાં મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં દાખલ થવા

માટે અને રવઝએ અકદસ ઉપર હાજરી આપવાના ઈરાદાથી મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ જવાનું શરૂ કરો.

"વસીમ" એક મુઅજિઝહ મૈંને અરબકે ચાંદ કા દેખા,
કિ ખુદ ગાઈબ હૈ, લેકિન ચાંદની મઅલૂમ હોતી હૈ !

## મસ્જિદે નબવી

સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હિજરત કરીને મકકહ મુકર્રમહથી મદીનહ મુનવ્વરહ તશ્રીફ લાવ્યા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મુસલમાનોની ઈબાદત માટે એક સેન્ટર કાઈમ કરવાની જરૂરત સમજી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક મસ્જિદ બાંધવાનો હુકમ ફરમાવ્યો.

મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પાયો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના હાથ મુબારકથી નાંખ્યો, સહાબએ કિરામ (રદિ.) મસ્જિદ બાંધવા પથ્થરો લાવતા હતા, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતે પણ,

સહાબએ કિરામ (રદિ.)ના સાથે મસ્જિદ બાંધવામાં મશ્ગૂલ રહેતા હતા.

૧૪૦૦ વર્ષ પહેલા આ મસ્જિદ એકદમ સાદી પણ પૂર વકાર ઈબાદતની જગા હતી. જેની બાંધણીમાં ખજૂરના પત્તા અને ખજૂરના થડ વાપરવામાં આવ્યા હતા. વરસાદની મોસમમાં છાપરામાંથી પાણી પણ ટપકતું હતું અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા આપના સહાબિઓ (રદિ.)તે ભીની જગામાં જ નમાઝ પઢતા હતા. સહનમાં કાંકરીઓ બીછાવવામાં આવી હતી, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયારે મસ્જિદમાં આરામ ફરમાવતા તો બદન મુબારક ઉપર કાંકરાઓના નિશાનો થઈ જતા હતા.

ખૈર, વાત આ ચાલી રહી હતી, કે મદીના શરીફ પહોંચીને પોતાનો સામાન પોતાના રૂમ ઉપર મુકીને, મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં દાખલ થવા માટે, અને રવઝએ અકદસ ઉપર હાજરી આપવાના ઈરાદાથી મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ જવાનું શરૂ કરો. ખ્યાલ રાખજો, કે આ તે બારગાહે નબવી છે, કે જયાં હઝરત જિબ્રઈલ (અલ.) આવતા હતા, અને ફરિશ્તાઓ આ

આલી મકામ ઉપર અદબના સાથે હાજર થતા હતા.

"લોહ ચુંબકની ય મર્યાદા હશે,
રહમતે આલમથી આકર્ષિત તમામ !"

તો દુરૂદ શરીફ પઢતાં પઢતાં, મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)મા દાખલ થાઓ અને જો શકય હોય તો "બાબે જિબ્રઈલ"થી દાખલ થશો અને દાખલ થતાં પહેલા થોડો સદકો કરી આપો, પહેલાં જમણો પગ અંદર મુકો અને આ દુઆ પઢો :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ، وَّعَلٰى اٰلِهٖ، وَ اَصْحَابِهٖ اَجْمَعِيْنَ۔ اَللّٰهُمَّ اغْفِرْلِىْ ذُنُوْبِىْ، وَ افْتَحْ لِىْ اَبْوَابَ رَحْمَتِكَ۔ اَللّٰهُمَّ اجْعَلْنِىْ الْيَوْمَ مِنْ اَوْجَهِ مَنْ تَوَجَّهَ اِلَيْكَ، وَ اَقْرَبِ مَنْ تَقَرَّبَ

اِلَيْكَ، وَ اَنْجَحِ مَنْ دَعَاكَ وَ

ابْتَغٰى مَرْضَاتِكَ۔

''અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિહી વ અસ્હાબિહી અજ્મઈન, અલ્લાહુમ્મ ગ્ફિરલી ઝુનૂબી વફ્તહ્લી અબ્વાબ રહમતિક, અલ્લાહુમ્મજ્ અલ્નીલ યવ્મ મિન અવજુહે મન તવજ્જહ ઈલય્ક વ અકરબિ મન તકર્રબ ઈલયક વ અન્જહે મન દઆક વબ તગા મરજાતિક.''

(અય અલ્લાહ ! અમારા સરદાર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર અને આપના બધા સહાબએ કિરામ (રદિ.)ઉપર રહમત ઉતારો. અય અલ્લાહ, મારા ગુનાહોને માફ કરી આપો અને મારા માટે પોતાની રહમતના દરવાજા ખોલી આપો. અય અલ્લાહ તમારા તરફ મુતવજ્જેહ થનારાઓમાં સૌથી વધુ મને તમારા તરફ ધ્યાન આપનારો બનાવો. તમારી નઝદીકી હાસિલ કરનારાઓમાં મને સૌથી નઝદીક બનાવો અને જેઓએ તમારાથી દુઆઓ માંગી અને

પોતાની મુરાદો માંગી, તેમા સૌથી વધારે મને કામ્યાબી નસીબ ફરમાવો.)

થોડીવાર માટે પણ એઅ્તિકાફની નિય્યત કરવી મુસ્તહબ છે, એટલે આ નિય્યત કરો કે અય અલ્લાહ જયાં સુધી હું મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં રહું, હું એ'અતિકાફની નિય્યત કરું છું.

## રિયાઝુલ જન્નત

હૈ જન્નતમેં સબ કુછ, મદીના નહીં
હા, જન્નત મદીનામેં મવજૂદ હૈ !

વહ મસ્જિદ, વહ રવઝહ, વહ જન્નતકા ટુકડા
ખૂશા મંઝરે પૂર બહારે મદીનહ

જયારે તમો મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં "બાબે જિબ્રઈલ"થી દાખલ થશો તો તમારા ડાબા હાથ બાજુ એક રૂમ દેખાશે, આ હઝરત ફાતિમહ (રદિ.)નું ઘર હતું. જયારે તમો એના સામેથી આગળ વધશો, તો તરતજ ડાબા હાથ ઉપર મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જે ભાગ છે,

તેને "રિયાઝુલ જન્નત" કહેવામાં આવે છે. મિમ્બરે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને કબર શરીફના વચ્ચેનો પૂરો ભાગ રિયાઝુલ જન્નત છે.આ જગા વિશે હદીસ શરીફમાં આવ્યું છે, કે "જે જગા મારા ઘર અને મારા મિમ્બરના વચમાં છે, તે જન્નતના બાગોમાંથી એક બાગ છે."

(ઘરથી મુરાદ હઝરત આઈશા (રદિ.)નો રૂમ છે, કે જેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કબર શરીફ છે, અને હઝરત ફાતિમહ (રદિ.)ના રૂમના પાછળ છે.)

અર્થ આ છે, કે આ જગા હકીકતમાં જન્નતનો એક ટુકડો છે, જેને દુન્યામાં લાવવામાં આવ્યો છે, અને કયામતના દિવસે આ ટુકડો પાછો જન્નતમાં જતો રહેશે. આ "રિયાઝુલ જન્નત"માં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મુસલ્લો પણ છે, જયાં ઉભા રહી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈમામત ફરમાવતા હતા. આ જગાએ એક ખૂબસૂરત મેહરાબ બનાવવામાં આવી છે, જેને મેહરાબે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કહેવામાં આવે છે.

આ "રિયાઝુલ જન્નત"માં બે રકા'ત તહિય્યતુલ

મસ્જિદ પઢો અને અહિયા જગા ના મળે, તો મસ્જિદમાં ગમે ત્યાં પઢી શકો છો. આવી નેકબખ્તી પ્રાપ્ત થવા ઉપર અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો, કે તે કેટલો મોટો મહેરબાન છે કે જેણે આ જગા ઉપર જનારાઓને આ દુન્યવી ઝિંદગીમાં જ જન્નતના ફર્શ ઉપર સિજદહ કરવાનો મૌકો આપ્યો.

જો મસ્જિદે નબવીમાં દાખલ થતી વખતે જમાઅત થઈ રહી હોય, તો પહેલા ફર્ઝ નમાઝમાં શરીક થઈ જાઓ, એ ફર્ઝ નમાઝમાં તહિય્યતુલ મસ્જિદ પણ અદા થઈ જશે, પાછળથી તહિય્યતુલ મસ્જિદ પઢવાની જરૂરત નથી.

મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં મસ્જિદે હરામની જેમ પોતાની ઔરતોને સાથે લઈને દાખલ થવા નહિ દે, માટે ઔરતોને, ઔરતોના વિભાગમાં મોકલી આપશો.

પણ યાદ રાખો, ઔરતોને ત્યાં મોકલતા પહેલાં એ નકકી કરી લેશો કે મસ્જિદમાંથી કેટલા વાગ્યે બહાર નીકળવાનું છે, તેમજ બહાર નીકળા પછી આપની મુલાકાત કઈ જગાએ થશે, અથવા ઔરત આપનો ઈન્તિજાર કઈ જગાએ કરશે, એ બધું નકકી કરી લેશો,

પછી જ ઔરતને તમારાથી અલગ કરશો.

અથવા તો પછી પોતાના રૂમની બધી ઔરતોનું ગ્રુપ બનાવીને તેણીઓને રહેઠાણનું પાકુ સરનામુ આપીને એમની રીતે આવવા જવા દો.

મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં ઔરતો માટે નમાઝ પઢવાની તેમજ પેશાબ, પાખાના અને વુઝૂ વગેરે માટે, અલગ વ્યવસ્થા કરવામાં આવી છે. મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બહાર, સહેનમાં વુઝૂ વગેરે માટે જે જગાએ વ્યવસ્થા કરવામાં આવી છે, ત્યાં અરબીમાં رواق الميـاه (રુવાકુલ મિયાહ) બોર્ડ લગાવેલું છે. એવીજ રીતે મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અંદર ઔરતોને નમાઝ પઢવા માટે, અલગ ભાગ કરી દેવામાં આવ્યો છે.

નમાઝથી ફારિગ થઈ, જયારે "મજારે પાક" તરફ આવો, તો એમ ખ્યાલ જમાવો કે આપણે મેલા–ગંદા અને એવા ગુનેહગાર છીએં કે, કયા મ્હોંએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે આવીએ? પોતાની રૂહ તરફ ધ્યાન કરશો, કે એ કેટલી ગંદી છે? તે છતાં અલ્લાહ તઆલા પોતાના મહબૂબના

સામે આવવા બોલાવી રહયા છે.

આ મૌકા ઉપર આ વાત યાદ રાખવી જોઈએ કે, હુઝૂર પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મજાર મુબારક સામે ત્રણ જાળી (મોટી કમાનો બનાવેલી) છે,લગભગ લોકો અને ઘણા અરબો પણ આ ગલતફહમીમાં છે, કે પહેલી (કમાન) જાળીમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ), બીજી (કમાન) જાળીમાં હઝરત અબૂબકર (રદિ.) અને ત્રીજી (કમાન)માં હઝરત ઉમરે ફારૂક (રદિ.) આરામ ફરમાવી રહયા છે, પણ હકીકતમાં આવું નથી, ફકત વચ્ચેની જ (કમાન) જાળીમાં ત્રણેવ હઝરાત આરામ ફરમાવી રહયા છે. વચ્ચેની જાળીમાં એક મોટું ગોળ કાણુ રાખવામાં આવ્યું છે, જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક ચહેરાની સામે છે. આ જ કાણાથી થોડુંક હટીને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની છાતી મુબારક છે, જયાં હઝરત અબૂબકર (રદિ.)નું માથું મુબારક છે,અહિયા પણ એક નાનું ગોળ કાણુ છે,જે હઝરત અબૂબકર (રદિ.)ના મ્હોં સામે છે. અને હઝરત અબૂબકર (રદિ.)ના સીનાની પાસે હઝરત ઉમરે ફારૂક (રદિ.)નું માથું મુબારક છે, તેમના મુબારક ચેહરાની

સામે પણ એક નાનું ગોળ કાણું છે. ખુલાસો એ કે ત્રણેવ હઝરાત વચ્ચેની જાળીમાં જ આરામ ફરમાવી રહયા છે.

ખૈર ! તહિય્યતુલ મસ્જિદથી ફારિગ થઈ, "રવઝએ અકદસ" પાસે હાજર થાઓ અને અદબથી, એવી રીતે ઉભા રહો, કે જાણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિંદગીમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે ઉભા છો. પોતાનું મ્હોં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મ્હોં મુબારકની સામે અને પીઠ કિબ્લહ તરફ રહેશે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક સૂરતનો દિલમાં ખ્યાલ જમાવો અને આ ખ્યાલ કરો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કબર મુબારકમાં હયાત છે, મારી હાજરીની એમને ખબર છે  અને મારી દરખ્વાસ્ત સાંભળી રહયા છે,અને ધીમી અવાઝે, નઝર નીચી રાખીને સલામ પઢો. સલામ આ પ્રમાણે છે :

اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِىُّ
السَّيِّدُ الْكَرِيْمُ، وَ الرَّسُوْلُ الْعَظِيْمُ،
اَلرَّؤُفُ الرَّحِيْمُ، وَ رَحْمَةُ اللّٰهِ، وَ

بَرَكَاتُهٗ، اَلصَّلٰوةُ، وَ السَّلَامُ عَلَيْكَ يَا
رَسُوْلَ اللّٰهِ، اَلصَّلٰوةُ، وَ السَّلَامُ
عَلَيْكَ يَا حَبِيْبَ اللّٰهِ. اَلصَّلٰوةُ، وَ
السَّلَامُ عَلَيْكَ، يَا خَيْرَ خَلْقِ اللّٰهِ.
اَلصَّلٰوةُ وَ السَّلَامُ عَلَيْكَ، يَا مَنْ
اَرْسَلَهُ اللّٰهُ تَعَالٰى رَحْمَةً
لِلْعٰالَمِيْنَ. اَلصَّلٰوةُ، وَ السَّلَامُ
عَلَيْكَ، يَا خَاتَمَ النَّبِيِّنَ. اَنْتَ
الْحَبِيْبُ، يَا حَبِيْبَ اللّٰهِ. اَشْهَدُ اَنَّكَ
يَا رَسُوْلَ اللّٰهِ، قَدْ بَلَّغْتَ الرِّسَالَةَ، وَ
اَدَّيْتَ الاَمَانَةَ، وَ نَصَحْتَ الْاُمَّةَ، وَ
جَاهَدْتَ فِى سَبِيْلِ اللّٰهِ، حَقَّ
جِهَادِهٖ، وَ عَبَدْتَ رَبَّكَ حَتّٰى

يَـاْتِيَكَ الْيَـقِيْـنُ۔ جَزَاكَ اللّٰـهُ

تَعَـالٰى عَـنَّـا، وَعَـنْ وَالِدَيْنَـا، وَ

عَـنِ الاسْـلامِ، خَيْـرَ الْـجَـزَآءِ

اَلـصَّـلٰـوةُ، وَ السَّـلامُ عَـلَيْكَ يَـا

سُـلْطَانَ الاَنْبِيَاءِ، وَ الْمُرْسَلِيْنَ، وَ

رَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ۔

"અસ્સલામુ અલય્ક અય્યુહન નબિય્યુસ સય્યિદુલ કરીમ, વ ર્રસૂલુલ અઝીમ, અર્રઉફુ ર્રહીમ, વ રહ્મતુલ્લાહિ વ બરકાતુહ, અસ્સલાતુ વ સ્સલામુ અલય્ક યા રસૂલલ્લાહ, અસ્સલાતુ વ સ્સલામુ અલય્ક યા હબીબલ્લાહ, અસ્સલાતુ વ સ્સલામુ અલય્ક યા ખય્ર ખલ્કિ લ્લાહ, અસ્સલાતુ વ સ્સલામુ અલય્ક યા મન અર્સલહુલ લ્લાહુ તઆલા રહ્મતન લિલ્આલમીન, અસ્સલાતુ વ સ્સલામુ અલયક યા ખાતિમન નબીય્યીન. અન્તલ હબીબુ યા હબીબલ્લાહ, અશ્હદુ અન્નક યા રસૂલલ્લાહ કદ બલ્લગ્ત ર્રિસાલત, વ અદ્દયતલ

અમાનત, વ નસહ્તલ ઉમ્મત, વ જાહદ્ત ફી સબીલિલ્લાહિ હકક જિહાદિહી, વ અબદ્ત રબ્બક હત્તા યઅ્તિયકલ યકીન. જઝાક લ્લાહુ તઆલા અન્ના, વ અન વાલિદય્ના, વ અનિલ ઈસ્લામિ, ખય્રલ જઝાઅ. અસ્સલાતુ વ સ્સલામુ અલયક યા યા સુલ્તાનલ અંબિયાએ વલ્ મુરસલીન, વ રહમતુલ્લાહિ વ બરકાતુહ."

(અય નબી અને અય સરદારે મુહતરમ અને રસૂલે મુઅઝઝમ, શફકત અને રહમતવાળા, તમારા ઉપર સલામ, અને તમારા ઉપર અલ્લાહની (હજારો હજાર) રહમતો અને બરકતો નાઝિલ થાય, તમારા ઉપર સલાતો સલામ અય અલ્લાહના રસૂલ, તમારા ઉપર સલાતો સલામ અય અલ્લાહના હબીબ, તમારા ઉપર સલાતો સલામ અય અલ્લાહની મખ્લૂકમાં સૌથી સારા, તમારા ઉપર સલાતો સલામ અય (તે મુકદદસ જાત) જેમને અલ્લાહ તઆલાએ બંને દુન્યા માટે રહમત બનાવીને મોકલ્યા, તમારા ઉપર સલાતો સલામ અય નબીયોના ખત્મ કરનાર, અય અલ્લાહના હબીબ તમો અમારા મહબૂબ છો. અય અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હું સાચા દિલથી ગવાહી આપું છું કે

તમોએ અલ્લાહનો સંદેશો (લોકો સુધી) પહોંચાડી આપ્યો અને રિસાલતની અમાનત પૂરી કરી આપી અને ઉમ્મતને (પૂરી પૂરી) નસીહત ફરમાવી દીધી અને અલ્લાહના રસ્તામાં એવી કોશીશ કરી, જેવો કે કોશિશનો હક છે, અને પોતાના રબની એટલી ઈબાદત કરી કે તેની રાહમાં મૌત આવી ગયું, અલ્લાહ તઆલા આપને, અમારા અને અમારા મા–બાપ તેમજ બધા ઈસ્લામ વાળાઓ તરફથી, સર્વોત્તમ બદલો ઈનાયત ફરમાવે, તમારા ઉપર સલાતો સલામ અય નબિયો અને રસૂલોના બાદશાહ, અને આપ ઉપર અલ્લાહની રહમતો અને બરકતો નાઝિલ થાય.)

સલામ પેશ કરતી વખતે, ઘણા હાજીઓ અરબી ઝુબાનથી નાવાકિફ હોવાના કારણે ઉલટ સુલટ બોલે છે, જેનાથી અર્થ બદલાઈ જાય છે. યાદ રાખો, કે સલામ તે સારી છે, કે જે અકીદત, મુહબ્બતથી પેશ કરવામાં આવે,ભલેને તે નાની હોય, એટલે જેઓ પઢવાનું નથી જાણતા, તેઓએ નીચેની નાની સલામ યાદ કરી લેવી જોઈએ અને તેજ વારં વાર પઢતો રહે.

اَلسَّلَامُ عَلَيْكَ يَارَسُوْلَ اللّٰه

"અસ્સલામુ અલ્યક યા રસૂલલ્લાહ"

(અય અલ્લાહના રસૂલ તમારા ઉપર સલામ)

અને જો એથી વધુ યાદ કરી શકતા હોય, તો નીચે પ્રમાણેની સલામ જરૂર યાદ કરી લો.

اَلصَّلٰوۃُ وَ السَّلَامُ عَلَيْکَ يَا رَسُوْلَ اللّٰہِ

اَلصَّلٰوۃُ وَ السَّلَامُ عَلَيْکَ يَا نَبِیَّ اللّٰہِ

اَلصَّلٰوۃُ وَ السَّلَامُ عَلَيْکَ يَا حَبِيْبَ اللّٰہِ

اَلصَّلٰوۃُ وَ السَّلَامُ عَلَيْکَ يَا خَيْرَ خَلْقِ اللّٰہِ

اَلصَّلٰوۃُ وَ السَّلَامُ عَلَيْکَ يَا خَاتَمَ الانْبِيَاءِ

اَلصَّلٰوۃُ وَ السَّلَامُ عَلَيْکَ يَا

سَيِّدَ الانْبِيَاءِ وَ الْمُرْسَلِيْنَ وَ

رَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهٗ

તમારી સલામ પઢાઇ જાય ત્યાર પછી, જો કોઈએ તમોને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં સલામ રજૂ કરવાની દરખ્વાસ્ત કરી હોય, તો હવે તેના તરફથી સલામ પેશ કરો. જેની રીત આ છે કે :

اَلصَّلٰوةُ وَ السَّلامُ عَلَيْكَ يَا

رَسُوْلَ اللّٰهِ مِنْ مُحَمَّدْ اِقْبَال

فَلاحِى

"અસ્સલાતુ વસ્સલામુ અલયક યા રસૂલલ્લાહિ મિન મુહમ્મદ ઈકબાલ ફલાહી."

(મતલબ એ છે કે مِنْ પછી તે માણસનું નામ લેવામાં આવે, જેણે તમોને સલામ કરવાની દરખ્વાસ્ત કરી છે.)અને જો ઘણા બધા લોકોએ સલામ પેશ કરવાની દરખાસ્ત કરી હોય, અને તમને બધાના નામો યાદ ના હોય, તો તેમના તરફથી આ પ્રમાણે સલામ પેશ કરો :

اَلصَّلٰوةُ وَ السَّلَامُ عَلَيْكَ يَا رَسُوْلَ اللّٰهِ مِنْ جَمِيْعِ مَنْ اَوْصَانِىْ بِالسَّلَامِ عَلَيْكَ

"અસ્સલાતુ વસ્સલામુ અલયક યા રસૂલલ્લાહિ મિન જમિએ મન અવ્સાની બિસ્સલામિ અલય્ક"

(અય અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જે લોકોએ મને, આપના ઉપર સલામ પહોચાડવાની દરખ્વાસ્ત કરી છે, તે તમામ તરફથી આપને સલામ.)

ત્યાર પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી શફાઅતની દરખ્વાસ્ત કરો, કે હુઝૂરેવાલા, ગુનાહોના ભારે મારી કમર તોડી નાખી છે, હું આપની રૂબરૂ અલ્લાહથી મારા ગુનાહોની તવબહ કરું છું. આપ પણ મારા માટે મગફિરત માંગો, અને કયામતના દિવસે મારી શફાઅત ફરમાવશો. જો આપ મારી શફાઅત નહિ ફરમાવો તો મારું શું થશે !

મતલબ આ છે, કે દિલની કોઈ ઉમ્મીદ બાકી ના રહી જાય એ પ્રમાણે દુઆ કરશો અને કોઈકવાર ફકત

આંસુઓની ઝૂબાનથી કામ લેશો, તો કોઈકવાર ઝોક–શોખની ઝૂબાનથી કામ લેશો.

દુઆથી ફારિગ થઈ લગભગ એક હાથ જેટલું આગળ ચાલો, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર સૌથી વધુ જાન કુર્બાન કરનારા હઝરત અબૂબકર (રદિ.)ની ખિદમતમાં આ પ્રમાણે સલામ પેશ કરો:

اَلسَّلامُ عَلَيْكَ يَا اَبَا بَكْرِ نِ الصِّدِّيْقِ

اَلسَّلامُ عَلَيْكَ يَا خَلِيْفَةَ رَسُوْلِ اللّٰهِ

اَلسَّلامُ عَلَيْكَ يَا وَزِيْرَ رَسُوْلِ اللّٰهِ

اَلسَّلامُ عَلَيْكَ يَا صَاحِبَ

رَسُوْلِ اللّٰهِ فِى الْغَارِ وَ رَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ

(અસ્સલામુ અલય્ક યા અબા બકર સિદ્દીક, અસ્સલામુ અલય્ક યા ખલીફત રસૂલિલ્લાહિ, અસ્સલામુ અલય્ક યા વઝીર રસૂલિલ્લાહિ, અસ્સલામુ અલયક યા સાહિબ રસૂલિલ્લાહિ ફીલ ગારિ વ રહ્મતુલ્લાહિ વ બરકાતુહ.)

"તમારા ઉપર સલામ અય હઝરત અબૂ બક્ર (રદિ.), તમારા ઉપર સલામ અય રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખલીફા, તમારા ઉપર સલામ અય રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વઝીર, તમારા ઉપર સલામ અય રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ગારના સાથી, અને આપ ઉપર અલ્લાહની રહમતો અને બરકતો નાઝિલ થાય."

ત્યાર પછી એક હાથ આગળ વધીને હઝરત ઉમર ફારૂક (રદિ.)ને સલામ પેશ કરો :

اَلسَّلَامُ عَلَيْكَ يَا عُمَرَ بْنِ

الْخَطَّابِ رضـ

اَلسَّلامُ عَلَيْكَ يَا اَمِيْرَ

الْمُؤْمِنِيْنَ

اَلسَّلامُ عَلَيْكَ يَا عِزَّ الاسْلامِ

وَ الْمُسْلِمِيْنَ

اَلسَّلامُ عَلَيْكَ يَا اَبَا الْفُقْرَاءِ وَ

الضُّعَفَآءِ وَ الاَرَامِلِ وَ الاَيْتَامِ وَ رَحْمَةُ

اللّٰهِ وَ بَرَكَاتُهٗ

(અસ્સલામુ અલય્ક યા ઉમરબ્નલ ખત્તાબ, અસ્સલામુ અલય્ક યા અમીરલ મુઅ્મિનીન, અસ્સલામુ અલયક યા ઈઝઝલ ઈસ્લામિ વલ મુસ્લિમીન, અસ્સલામુ અલયક યા અબલ ફુકરાએ વ ઝઝુઅ્ફાએ વલ અરામિલે વલ અયતામિ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ.)

"તમારા ઉપર સલામ અય હઝરત ઉમર બિન

ખત્તાબ (રદિ.), અય મુસલમાનોના સરદાર તમારા ઉપર સલામ, અય મુસલમાન અને ઈસ્લામની ઈઝઝત આપ ઉપર સલામ, અય ફકીરોં, કમઝોરોં, બેવાઓં, અને યતીમોના મદદ કરનાર, આપ ઉપર સલામ અને આપ ઉપર અલ્લાહના તરફથી રહમત અને બરકતો નાઝિલ થાય."

ઈમામ નવવી (રહ.)એ લખ્યું છે કે હઝરત ઉમર (રદિ.) ઉપર સલામ પઢયા પછી, ફરીવાર પહેલી જગાએ, એટલે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે આવે અને અલ્લાહની તા'રીફ બયાન કરે, તેની આ નેઅ્મતનો શુક્રિયહ અદા કરે, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર ખૂબ દુરૂદો સલામ મોકલે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વસીલહથી, પોતાના માટે, પોતાના વાલિદૈન માટે, પોતાના મશાઈખ માટે, પોતાના અહલો અયાલ માટે, પોતાના સગા માટે, પોતાના દોસ્તો માટે, જીવતા તથા ઈન્તિકાલ કરી ગયેલાઓ માટે, ખૂબ ખૂબ દુઆઓ કરે અને પોતાની દુઆ, "આમીન" ઉપર પૂરી કરે. યાદ આવી જાય, તો આ "ઈકબાલ ફલાહી"ને પણ પોતાની દુઆમાં જરૂર ભાગીદાર કરશો.

કબર મુબારકની સામે ઉભા રહી, એક વખત આ આયત પઢો :

﴿ اِنَّ اللّٰہَ وَ مَلٰٓئِکَتَہٗ یُصَلُّوْنَ عَلَی النَّبِیِّ ط یٰٓاَیُّھَا الَّذِیْنَ اٰمَنُوْ صَلُّوْ عَلَیْہِ وَ سَلِّمُوْا تَسْلِیْمًا ﴾

(ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ યુસલ્લૂન અલન્નબિય્યી યા અય્યુહલ લ્લઝીન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા.)

''અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દુરૂદ મોકલે છે, અય ઈમાનવાળાઓ! તમો પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દુરૂદો સલામ મોકલો.''

ત્યાર પછી ૭૦, વખતે આ દુરૂદ શરીફ પઢોઃ

صَلَّی اللّٰہُ عَلَیْکَ وَ سَلَّمَ یَا

رَسُوْلَ اللّٰهِ

"સલ્લલ્લાહુ અલય્ક વસલ્લમ યા રસૂલલ્લાહ"

નોટ :– બયાન કરવામાં આવે છે, કે જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કબર મુબારક પાસે ઉભા થઈ, એક વખત ઉપર લખેલી આયત તિલાવત કરી, ૭૦ વખતે ઉપરનું દુરૂદ શરીફ પઢે તો ફરિશ્તાઓ તેને પુકારશે :

صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَ عَلَيْكَ يَا فلان

"સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વ અલયક યા ફુલાં"

અને તેની જરૂરતો પૂરી કરવામાં આવશે. (ઈન્શાઅલ્લાહ) (ઉમદતુલ ફિક્હ બહવાલા ફત્હ વ ગુનિય્યહ)

<u>યાદ રાખો કે સઊદી હુકૂમતના ઈન્તિજામના કારણે, લાંબા દુરૂદ કે લાંબા સલામ પઢવાનો મોકો ત્યાં મળી શકે એમ નથી, માટે આપ પ્રથમતો ચાલતા ચાલતા ત્રણેવ હઝરાતને મુખ્તસર સલામ પેશ કરી, આહિસ્તાથી કિબ્લહ તરફની દિવાલ પાસે જતા રહેશો અને કબ્ર</u>

<u>મુબારક તરફ મોઢું કરી દુરૂદો સલામનો અમલ પૂરો કરશો અને ત્યાર પછી કિબ્લારૂખ ઉભા રહી, દુઆ વગેરેનો અમલ પૂરો કરશો.</u>

અનુભવ પ્રમાણે ત્રણ ટાઈમો એવા છે, જેમાં ઈત્મીનાન અને સુકૂનના સાથે, સલાતો સલામ પઢવાનો મૌકો મળે છે. (૧) ઈશાની નમાઝના લગભગ એક કલાક પછી (૨) ફજરની નમાઝ પછી દોઢ કલાકે (૩) ઝુહરની નમાઝ પછી એક કલાકે.

તે છતાં જો મુવાજહ શરીફમાં, ઈત્મિનાન અને સુકૂનની સાથે સલાતો સલામનો મોકો ના મળે, તો મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં જયાંથી પણ સહૂલત હોય ત્યાંથી, સલાતો સલામનો વઝીફો પઢવો જોઈએ.

એ પણ યાદ રાખો કે દુરૂદો સલામ તથા દુઆ માટે કોઈ શબ્દો નકકી નથી. અને દુરૂદો સલામ લાંબા પણ છે અને ટૂંકા પણ, માટે જેનું જેમાં દિલ લાગે એ પ્રમાણે કરે.

નોટઃ– ઓરતો માટે સલાતો સલામ પઢવા માટે તેમજ રિયાઝુલ જન્નતમાં બે રકા'ત નમાઝ પઢવા માટે દરરોજ બે વખત અલગ ઈન્તિજામ કરવામાં આવે છે.

સવારના ૯ વાગ્યે અને ઝુહરની નમાઝ પછી અર્ધો કલાકે. માટે ઓરતો આને યાદ રાખે.

મદીનહ મુનવ્વરહના રોકાણ દરમિયાન, દરેકે દરેક સેકન્ડને ગનીમત સમજશો, તમારો વધુ પડતો વખત મસ્જિદે નબવીમાં જવો જોઈએ. અલ્લાહ તઆલાની લાખો, કરોડો માઈલો ઝમીનમાં, આ જ તે ખૂશનસીબ ટુકડો છે, જયાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અલ્લાહના હુઝૂરમાં સૌથી વધુ સિજદહ કર્યા છે, નમાઝો પઢી છે, ખુતબહ આપ્યા છે, એઅ્તિકાફ કર્યા છે, જો કે હાલનું મસ્જિદે નબવીનું બાંધકામ નબુવ્વતના ઝમાનાનું જૂનુ બાંધકામ નથી પણ એમાં કોઈ શક નથી, કે ઝમીન તો તે જ છે, ફિઝા પણ તે જ છે, અનવારો બરકાત પણ તે જ છે, અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આજે પણ, ત્યાંના જ એક ભાગમાં આરામ ફરમાવી રહયા છે.

બસ હવે તમે છો અને મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે દિલની કોઈ તમન્ના અને ઉમ્મીદ બાકી ના રહી જાય! દુરૂદ શરીફ પઢવા માટે આના થી સારો કયો ઝમાનો હોઈ શકે છે ? જયારે દિલ ચાહે અને દિવસમાં જેટલી વાર ચાહે, હાજરી આપો અને

<u>સલામ પેશ કરો, તમારૂ નસીબ ખૂલી ગયું છે, માટે હવે કમી કેમ કરો છો ? હાં, દરેક વખતે અઝમત, અદબ, અને શોખ તથા મુહબ્બતની સાથે કરશો. દિલની હાલત હંમેશા એક જેવી નથી હોતી, તે પણ સુઈ જાય છે, અને જાગે છે, જો તમારૂ દિલ જાગે, તો સમજો કે તમારૂ નસીબ જાગ્યું છે.</u>

ઈમામ અહમદ (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી રિવાયત બયાન કરી છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ મારી મસ્જિદમાં ચાળીસ નમાઝો એ રીતે અદા કરે, કે કોઈ નમાઝ ફૌત ના થાય, તો તેને દોઝખના અજાબ અને નિફાકથી પાક કરી દેવામાં આવશે.

માટે તમો આઠ દિવસ મદીનહ મુનવ્વરહમાં રોકાઓ અને ચાળીસ નમાઝો પૂરી કરો. અને મસ્જિદે નબવીની ખાસ ઈબાદત, દુરૂદ શરીફ પઢવું છે, એટલે પહેલે થી પોગ્રામ બનાવીને જાઓ, કે આ આઠ દિવસના સમયગાળામાં ૭૦૦૦ અથવા ઓછામાં ઓછા ૫૦૦૦ વાર દુરૂદ શરીફ પણ પઢીશ. એક મુખ્તસર દુરૂદ આ પણ છે :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِىِّ الْاُمِّىِّ وَعَلٰى اٰلِهٖ وَسَلِّمْ تَسْلِيْمًا

''અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિ નિન્નબિય્યીલ ઉમ્મિય્યિ વ અલા આલિહી વ સલ્લિમ તસ્લિમા''

આ દુરૂદ શરીફ ઘણી જ આસાનીથી, અઠવાડિયામાં માં દસ હજાર, વખતે પઢી શકાય એમ છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે, કે જે મારી કબર પાસે દુરૂદ શરીફ પઢે છે તેને હું ઓળખું છું.

ઈમામ ગજાલી (રહ.) લખે છે કે મુસ્તહબ આ છે કે દરરોજ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર સલામ પઢીને, જન્નતુલ બકીઅની ઝિયારત માટે જાય જો દરરોજ બકીઅમાં ના જઈ શકાતું હોય તો, જુમ્અહના દિવસે ખાસ ઝિયારત કરે.

## મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ

# વસલ્લમના બરકતવંત સાત થાંભલાઓ

એમ તો મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ખુણે ખુણો બાબરકત છે, પણ રિયાઝુલ જન્નતના સાત થાંભલાઓ, ખાસ વર્ણનના કાબિલ છે, જેમને સંગે મરમર અને સોનેરી ડીજાઈનોથી મુમતાઝ પણ કરવામાં આવ્યા છે. આ થાંભલાઓને "સુતૂનહાએ રહમત" કહેવામાં આવે છે.

(૧) ઉસ્તુવાને આઈશહ સિદદીકહ (રદિ.) :

આ સુતૂનને "ઉસ્તુવાને મુહાજિરીન" પણ કહે છે, કારણ કે મુહાજિરીનની વધુ ભાગે, આ જગાએ બેઠક રહેતી હતી. શરૂઆતમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નમાઝ પઢવાની જગા આ જ હતી, ત્યારપછી સુતૂને હન્નાનહ પાસે નમાઝ પઢતા હતા.

એક વખત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, કે મારી મસ્જિદમાં એક એવી જગા છે, કે જો લોકો ત્યાં નમાઝ પઢવાની ફઝીલત જાણી લે, તો પોતાની વારી માટે કુર્આ અંદાઝી (ચીઠઠીઓ) કરે. (તબરાની), ત્યારથી જ સહાબએ કિરામને આ જગા શોધવાની લગન હતી. અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ)ની વફાત પછી હઝરત આઈશા (રદિ.)એ પોતાના ભાણા હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.)ને બતાવી આપી હતી અને આ જગા તે જ છે, જયાં આજે સુતૂન બનેલો છે અને એટલા માટે જ તેને સુતૂને આઈશા (રદિ.) પણ કહે છે.

હઝરત અબૂ બક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) આ સુતૂન પાસે નમાઝો પઢયા કરતા હતા.

(૨) ઉસ્તુવાને અબૂ લુબાબહ (રદિ.) :

હઝરત અબૂ લુબાબહ (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એક મશ્હૂર સહાબી છે.ગઝવએ બનૂ કુરયઝહ વખતે, એમનાથી એક ભૂલ થઈ ગઈ હતી અને તે એ કે, જયારે બનૂ કુરયઝહના યહૂદીઓને મુસલમાનોએ ઘેરી લીધા ત્યારે યહૂદીઓએ થાકીને હથીયાર નાખી દેવાનો ઈરાદો કર્યો અને હઝરત અબૂ લુબાબહ (રદિ.)ની સાથે, જાહિલીયતના ઝમાનામાં યહૂદીઓને સારો સંબંધ હતો, એટલા માટે યહૂદીઓએ હઝરત અબૂ લુબાબાહ (રદિ.)ને સલાહ માટે બોલાવી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો શું ખ્યાલ છે તે જાણવા માંગ્યું. તો હઝરત અબૂ લુબાબહ (રદિ.) જયારે તેઓની પાસે પહોંચ્યા, ત્યારે તે યહૂદીઓએ ખૂબ જોરથી

રડવા, કરગળવાનું શરૂ કર્યું, તેઓનું આ રૂદન જોઈ, હઝરત અબૂલુબાબહ (રદિ.)નું દિલ ભરાઈ આવ્યું, અને તેઓના પૂછવા ઉપર "ગળા" તરફ ઈશારો કરીને જાણે એ જાહિર કરી દીધું કે હવે તેમને જીવતા છોડવામાં નહિ આવે. જો કે ઝુબાનથી એ વિશે કંઈજ કહયું નહિ. પાછળ થી તેમને પોતાની આ ભૂલ બદલ બેહદ પસ્તાવો થયો અને દિલમાં ખટકવા લાગ્યું કે મારાથી મહાન ભૂલ થઈ ગઈ છે, કદાચ મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એક ભેદને ખોલી નાખ્યો, એ વિચાર આવતાં જ મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં આવી પોતાને તે જગાએ, કે જયાં ખજૂરનું થડ (થાંભલો)હતુ, પોતાને તે થાંભલા સાથે બાંધી દીધા અને પ્રતિજ્ઞા લીધી, કે જયાં સુધી અલ્લાહ તઆલા મને મુઆફ નહિ કરી દે, ત્યાં સુધી હું અહિંયા જકડાયેલો જ રહીશ. જયારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ વાતની ખબર પડી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું, કે જો તેઓ મારી પાસે આવતા અને પછી અલ્લાહ તઆલાથી મા'ફી ચાહતા અને હું પણ એમના માટે માફીની દુઆ કરત તો અલ્લાહ તઆલા તેમને માફ કરી આપત, પરંતુ હવે જયાં સુધી અલ્લાહ

તઆલાનો હુકમ નહિ થાય, હું એમને ખોલીશ નહિ.

આ જ સ્થિતીમાં અમુક દિવસો પસાર થઈ ગયા, માત્ર નમાઝ અને કજાએ હાજત માટે, તેમની બીવી કે બેટી ખોલી જતા અને પાછા એ સુતૂન સાથે જ બાંધી દેતા. કેટલાયે દિવસો વિતી ગયા, ન ખાવું, ન પીવું. ભૂખના કારણે આંખોએ અંધારિયા આવવા લાગ્યા હતાં, એક રાત્રે  જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હઝરત ઉમ્મે સલમહ (રદિ.)ના હુજરા (રૂમ)મા હતા, ત્યારે તહજજુદ વખતે તેમની તવબહ કબૂલ થઈ અને તવબહ કબૂલ થવા વિશેની આયત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર નાઝિલ થઈ, તો બધા સહાબએ કિરામ, પોતાના જકડાયેલા સાથીને ખૂશખબરી આપવા અને એમને ખોલવા દોડયા, પરંતુ એમણે કહયું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખૂદ નહિ ખોલે, ત્યાં સુધી મુકત નહિ થઈશ. આ સાંભળી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશ્રીફ લાવ્યા અને એમને આઝાદ કર્યા.

અહિયા તમો પણ પોતાના ગુનાહોની મા'ફી માટે, બે રકા'ત નમાઝ પઢો અને અલ્લાહ તઆલાથી મગફિરત માંગો.

(૩) ઉસ્તુવાને વુફૂદ :

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં જે વફદો (ડેપ્યુટેશનો) આવતા, તેમને વધુ ભાગે આ જગા ઉપર બેસાડવામાં આવતા હતા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમની તે જગાએ, મુલાકાત ફરમાવતા હતા, અને તેઓને દીનની તા'લીમ આપતા હતા, અને ઈમાનની દૌલથી નવાઝતા હતા.

(૪) ઉસ્તુવાને સરીર :

આ જગાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એઅ્તિકાફ ફરમાવતા હતા અને રાતના આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે બિસ્તર પણ અહિયા જ બીછાવવામાં આવતો હતો.

(૫) ઉસ્તુવાને અલી ( અથવા ઉસ્તુવાને હારિસ) :

અમુક સહાબએ કિરામ (રદિ.) પહેરેદાર તરીકે આ જગાએ બેસતા હતા. અને વધુ ભાગે હઝરત અલી (રદિ.) આ જગા એ, નમાઝ પઢયા કરતા હતા, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દેખરેખ આ જ જગાએ બેસીને કરતા હતા એટલે એને ઉસ્તુવાને અલી કહેવામાં આવે છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયારે હઝરત આઈશા (રદિ.)ના હુજરાથી

બહાર તશરીફ લાવતા, ત્યારે આ જગાએથી પસાર થતા હતા.

(૬) ઉસ્તુવાને તહજજુદ :

આ જગાએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તહજજુદની નમાઝ પઢતા હતા. આ થાંભલો દેખાતો નથી, કારણ કે એ હુજરહ શરીફના અંદર છે, જે અસ્હાબે સુફફહના સામે પડે છે. એટલા માટે તેની સામે હુજરહ શરીફના બહાર નમાઝ પઢવામાં આવે.

(૭) ઉસ્તુવાને હન્નાનહ :

આ જગા પણ ઘણી જ બરકતવાળી છે, જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મેહરાબની પાસે છે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેના પાસે નમાઝ પઢાવ્યા કરતા હતા. આ જગાએ એક ખજૂરનું જાડ હતું, જેને ટેકો લગાવીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુત્બહ આપતા હતા, જયારે મિમ્બર બની ગયું અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મિમ્બર ઉપર ખુત્બો આપવાનું શરૂ કર્યુ તો આ ખજૂરનું થડ ઝોર ઝોરથી રડવા લાગ્યું, જે લોકો તે વખતે ત્યાં હાજર હતા, તેમણે દરેકે તે અવાઝ સાંભળ્યો હતો.

એક રિવાયતમાં છે કે તેના રડવાથી મસ્જિદ

ગૂંજી ઉઠી અને બીજી રિવાયતમાં છે કે તેના આ રડવાની હાલતના કારણે મસ્જિદમાં જેઓ હાજરહતા, તેઓ પણ રડી પડયા...અલ્લાહુ અકબર !

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મિમ્બર ઉપરથી ઉતર્યા પછી પોતાનો હાથ મુબારક, તે થડના ઉપર ફેરવ્યો, જેનાથી તેણે રડવાનું બંધ કર્યુ.

યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ દાઈમન અબદા અલા હબીબિક ખય્રિલ ખલ્કિ કુલ્લિહિમી.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, તેના નઝદીક હક તઆલા શાનુહુનો ઝિક્ર થતો હતો અને હવે મિમ્બર બની જવાના કારણે તે એનાથી મહરૂમ થઈ ગયું, એટલા માટે તે રડી રહયું છે, જો હું એના ઉપર હાથ ના મુકત તો કયામત સુધી રડયા જ કરત.

એક રિવાયતથી માલૂમ પડે છે, કે એ થડે એટલા ઝોરથી ચીસ પાડી હતી કે ફાટી જવાના લગભગ થઈ ગયું. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મિમ્બર ઉપરથી ઉતરીને તેને છાતી મુબારક સાથે લગાડયું, ત્યારે જેમ નાનું બચ્ચું રડવા પછી ડુસ્કા ભરે છે તેમ ડુસ્કા લઈ રહયું હતું.

પાછળથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે ખજૂરના જાડને ત્યાંજ દફન કરી અપાવ્યું.

<u>હઝરત હસન બસરી (રહ.) જયારે પણ આ કિસ્સો બયાન ફરમાવતા તો રડતા હતા અને ફરમાવતા હતા કે ઓ અલ્લાહના બંદાઓ! એક ખજૂરના જાડને તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આટલી મુહબ્બત હતી કે સહેજ જુદાઈમાં આટલું બધું રડયું, તો તમો તો એનાથી વધારે મુહબ્બતના અહલ છો.</u>

આ બધા સુતુનો મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તે જ ભાગ અને જગામાં છે, કે જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઝમાનામાં હતી, ત્યાં જઈને દુઆ માંગો, ઈસ્તિગફાર કરો અને જયારે પણ મૌકો મળે, ત્યાં સુન્નતો તથા નફલો અદા કરો. આ તે મુબારક જગા છે, કે જેને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક નઝર અને મુબારક કદમોના સ્પર્શનું સૌ ભાગ્ય પ્રાપ્ત છે.

## અસ્હાબે સુફ્ફહ

મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)માં, એક ચબુતરો છે. બાબે જિબ્રઈલથી જો મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં દાખલ થાઓ તો જમણા હાથ ઉપર આવશે. જે સહાબએ કિરામ (રદિ.) અહિયા રહેતા હતા, તેઓને ''અસ્હાબે સુફ્ફહ'' કહેવામાં આવે છે. આ લોકો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી દીનની તા'લીમ પ્રાપ્ત કરીને અન્ય જગાએ દીનને ફેલાવવા જતા હતા. આમ તો લગભગ સહાબએ કિરામ (રદિ.)ની ઝિંદગી તદ્દન સાદી હતી, પરંતુ અસ્હાબે સુફ્ફહ (રદિ.)ની ઝિંદગી સૌથી વધુ સાદગીભરી, તંગીવાળી અને દુન્યાથી બેરગબતી વાળી હતી. દુન્યાનો આ પહેલો દારૂલ ઉલૂમ છે, કે જેના ઉસ્તાઝ ખૂદ અલ્લાહના હબીબ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હતા અને તલબા, સહાબએ કિરામ (રદિ.) હતા. તમે પણ આ જગાએ નમાઝ, તિલાવત, દુરૂદ શરીફ પઢીને અહદ કરશો, કે અલ્લાહનો દીન પૂરી દુન્યામાં ફેલાઈ જાય એના માટે જરૂરથી કોશિશ કરીશ.

## મદીનહ મુનવ્વરહની તે મુબારક જગાઓ, જેની ઝિયારત કરવી જોઈએ

## જન્નતુલ બકીઅ

આ ''મદીનહ મુનવ્વરહ''નું કબ્રસ્તાન છે અને ''જન્નતુલ બકીઅ''ના નામથી મશ્હૂર છે.

એને બકીઉલ ગરકદ પણ કહેવામાં આવે છે, અહીંયા ગરકદ (બાવળ)ના ઊંચા ઊંચા જાડો હતા, તે જાડોને કાપીને કબ્રસ્તાન બનાવવામાં આવ્યું હતું.

ઈબ્ને કઅબ કુરઝી (રદિ.)થી મરફૂઅન રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ અમારા આ કબ્રસ્તાનમાં દફન થશે, અમો તેના માટે સિફારિશ કરીશું, રિવાયત બયાન કરનાર કહે છે (અથવા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું) અમો તેનાં માટે ગવાહી આપીશું.

સૌથી પહેલાં બકીઅમાં હઝરત ઉસ્માન ઈબ્ને મઝઊન દફન કરવામાં આવ્યા. ત્યાર પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાહબજાદા હઝરત ઈબ્રાહીમનો ઈન્તિકાલ થયો તો સહાબએ કિરામ (રદિ.)એ પુછયું, અમો તેમની કબર કયાં બનાવીએ ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : આગળ ગયેલા ઉસ્માન ઈબ્ને મઝઊનની કબ્રના પાસે.

(ખુલાસતુલ વફાઅ્, ૨/૩૬૪)

મદીનહ મુનવ્વરહમાં, મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને રવઝએ મુકદદસહ પછી સૌથી અહમ જગા અહિંયાનું આ જુનૂ કબ્રસ્તાન છે, જે હરમે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ૫/૧૦ મિનિટના અંતરે છે.

ફજરની તેમજ અસરની નમાઝ પછી જન્નતુલ બકીઅનો દરવાજો ખોલવામાં આવે છે.

ઝમીનનો આ ટુકડો કેટલો ખૂશનસીબ છે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના હાથ મુબારકથી અહિયા ઘણાને દફન કર્યા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નીચે દર્શાવેલ અઝવાજે મુતહ્હરાત (પુનિત પત્નિઓ) તેમાં આરામ ફરમાવી રહી છે :

ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આઈશહ (રદિ.)

ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત હફસહ (રદિ.)

ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત સવદહ (રદિ.)

ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઝૈનબ (રદિ.)

ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઉમ્મે સલમહ (રદિ.)

ઉમ્મુલમુઅ્મિનીન હઝરત ઝૈનબ બિન્તે જહશ (રદિ.)

ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત જુવૈરિય્યહ (રદિ.)
ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત સફિય્યહ (રદિ.)

અઝવાજે મુતહહરાતમાં થી ઉમ્મુલ મુઅ્મિનીન "હઝરત ખદીજતુલ કુબરા" (રદિયલ્લાહુ અન્હા) મકકહ મુઅઝઝમહના કબ્રસ્તાન "જન્નતુલ મુઅલ્લા"માં આરામ ફરમાવી રહયા છે અને ઉમ્મુલ મુઅ્મિનીન "હઝરત મયમૂનહ" (રદિયલ્લાહુ અન્હા)ની મજાર "મકકહ મુકર્રમહ"થી લગભગ ૬ માઈલ દૂર એક જગા "સરિફ" માં, "વાદિએ ફાતિરહ"ના નઝદીક, પાકી સડકના ડાબી બાજુ ૧૫ થી ૨૦ કદમ ઉપર પહાડની પાસે છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નીચે પ્રમાણેની અવલાદો પણ "જન્નતુલ બકીઅ"માં આરામ ફરમાવી રહી છે.

હઝરત ફાતિમતુઝઝહરાઅ્ (રદિયલ્લાહુ અન્હા)
હઝરત રૂકય્યહ (રદિયલ્લાહુ અન્હા)
હઝરત જૈનબ (રદિયલ્લાહુ અન્હા)
હઝરત ઉમ્મે કુલસૂમ (રદિયલ્લાહુ અન્હા)
હઝરત ઈબ્રાહીમ (રદિયલ્લાહુ અન્હુ)

આ સિવાય "જન્નતુલ બકીઅ"માં હઝરત

ઉસ્માન (રદિ.), હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદિ.), મતલબકે નબુવ્વતના ઘરાનાના મુમતાઝ માણસો અને જલીલુલ કદ્ર સહાબએ કિરામ (રદિ.)(દસહજારથી વધુ સહાબએ કિરામ મદફૂન છે.) ગણી ના શકાય એટલા તાબઈન તબ્એ તાબઈન, અને બેશુમાર મોટા મોટા ઈમામો, અવલિયાએ કિરામ આ કબ્રસ્તાનમાં મદફૂન છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રાતના ટાઈમે આ કબ્રસ્તાન તશરીફ લઈ જતા હતા. એટલા માટે દરેક હાજીએ જયાં સુધી મદીનહ મુનવ્વરહમાં રહે, દરરોજ અથવા જુમ્અહના દિવસે "જન્નતુલ બકીઅ" જવું જોઈએ અને તેઓના માટે, અલ્લાહ તઆલાથી મગફિરત,રહમત અને દરજાતની બુલંદી માટે દુઆઓ કરવી જોઈએ.

<u>જન્નતુલ બકીઅ વાળાઓ ઉપર સલામ આ પ્રમાણે પઢવી:</u>

اَلسَّلَامُ عَلَيْكُمْ، دَارَ قَوْمٍ مُّؤْمِنِيْنَ، فَاِنَّا اِنْشَاءَ اللّٰهُ بِكُمْ لَاحِقُوْنَ، اَنْتُمْ سَلَفُنَا وَنَحْنُ

بِالْاَثَرِ، اَللّٰهُمَّ اغْفِرْ لِاَهْلِ الْبَقِيْعِ. اَللّٰهُمَّ اغْفِرْلَنَا وَلَهُمْ وَيَرْحَمُ اللّٰهُ الْمُسْتَقْدِمِيْنَ مِنْكُمْ وَ الْمُسْتَاخِرِيْنَ.

"અસ્સલામુ અલયકુમ દાર કવમિમ મુઅ્મિનીન, ફઈન્ના ઈન્શાઅલ્લાહુ બિકુમ લાહિકૂન, અન્તુમ સલફુના વ નહ્નુ બિલ અષ્રિ, અલ્લાહુમ્મ ગ્ફિર લિઅહ્લિલ બકીઅ, અલ્લાહુમ્મ ગ્ફિર લના વ લહુમ વ યરહમુલ્લાહુલ મુસ્તક્દિમીન મિન્કુમ વલ મુસ્તઅ્ખિરીન."

(અય ઈમાનવાળી કૌમ ! તમારા ઉપર સલામ થાય, બેશક અમો ઈન્શાઅલ્લાહ તમોને મળીશું. તમો પહેલાં પહોંચી ગયા, અમો તમારા પછી આવી રહયા છીએ.અય અલ્લાહ, બકીઅવાળાઓની મગફિરત ફરમાવો, અય અલ્લાહ અમારી અને એમની મગફિરત ફરમાવો. અને અલ્લાહ તઆલા રહમ ફરમાવે તમારા બધા ઉપર કે જેઓ પહેલા જઈ ચુકયા છે અને તેમના

ઉપર જેઓ પાછળથી આવી રહયા છે.)

સાથે સાથે પોતાના માટે પણ દુઆ કરો, કે અય અલ્લાહ, અહિયા તારા આ વફાદાર અને નેક બંદાઓ સુતેલા છે, એમની જે વાતોથી તમો રાજી હતા, એનો કોઈ ભાગ મને પણ અતા ફરમાવો. એય અલ્લાહ, જો કે મારા અમલ તેમના જેવા નથી, પણ તારા એ નેક બંદાઓથી મને મુહબ્બત છે. બસ આ મુહબ્બતની બરકતથી તમો મને એમની સાથે શામિલ ફરમાવો. આમીન !

وَ اَلْحِقْنِى بِالصَّالِحِيْن

વલ્ હિકની બિસ્સાલિહીન

(અને મને નેક બંદાઓ સાથે શામિલ ફરમાવો.)

<u>સય્યિદના જુન્નુરયન (હઝરત ઉસ્માનરદિ.) ઉપર સલામ :</u>

જન્નતુલ બકીઅમાં હઝરત ઉસ્માન (રદિ.) (કે જેઓ ત્રીજા ખલીફહ છે.)ની કબર ઉપર આ પ્રમાણે સલામ પૈશ કરો :

اَلسَّلامُ عَلَيْکَ يَا اِمَامَ الْمُسْلِمِيْنَ –

اَلسَّلامُ عَلَيْكَ يَا ثَالِثَ الْخُلَفَاءِ

الرَّاشِدِيْنَ - اَلسَّلامُ عَلَيْكَ يَا ذَا

النُّوْرَيْنِ - اَلسَّلامُ عَلَيْكَ يَا مُجَهِّزَ

جَيْشَ الْعُسْرَةِ بِالنَّقْدِ وَ الْعَيْنِ - اَلسَّلامُ

عَلَيْكَ يَا صَاحِبَ الْهِجْرَتَيْنِ -

اَلسَّلامُ عَلَيْكَ يَا جَامِعَ الْقُرْآنِ

بَيْنَ الدُّفَّتَيْنِ - اَلسَّلامُ عَلَيْكَ يَا

صَبُوْراً عَلَى الْاَكْدَارِ - اَلسَّلامُ

عَلَيْكَ يَا شَهِيْدَ الدَّارِ - اَلسَّلامُ

عَلَيْكَ وَ رَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهٗ

અસ્સલામુ અલયક યા ઈમામલ મુસ્લિમીન અસ્સલામુ અલયક યા સાલિસલ ખુલફાઈ ર્રાશિદીન અસ્સલામુ અલયક યા ઝન્નૂરયન અસ્સલામુ અલયક યા મુજહિહઝ

જયશલ ઉસ્રતિ બિન્નકદિ વલ અયનિ અસ્સલામુ અલયક યા સાહિબલ હિજ્રતયન, અસ્સલામુ અલયક યા જામિઅલ કુર્આને બયનદ્ દુફ્ફતયન અસ્સલામુ અલયક યા સબૂરન અલલ અકદારિ અસ્સલામુ અલયક યા શહીદદ દારિ, અસ્સલામુ અલયક વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ.

અય મુસલમાનોના ઈમામ ! તમારા ઉપર સલામ. અય ખુલફાએ રાશિદીનમાંથી ત્રીજા ખલીફહ ! તમારા ઉપર સલામ. અય ડબલ નૂર વાળા ! તમારા ઉપર સલામ. અય પૈસા અને સામાનથી જયશલ ઉસરતને રવાના કરનાર ! તમારા ઉપર સલામ. અય ડબલ હિજરતવાળા તમારા ઉપર સલામ. બે પુઠઠાઓના દરમિયાન કુર્આન ભેગું કરનાર, તમારા ઉપર સલામ. અય મુસીબતો ઉપર સબ્ર કરનાર ! તમારા ઉપર સલામ. અય ઘરના શહીદ, તમારા ઉપર સલામ. તમારા ઉપર સલામ અને અલ્લાહની રહમત અને બરકતો નાઝિલ થાય.

થોડીકવાર માટે થોભી જઈને પૂરા ''જન્નતુલ બકીઅ'' ઉપર ઈબરત અને વિચારની નઝર નાખશો, અલ્લાહુ અકબર ! કેટલા સાચા હતા આ અલ્લાહના બંદાઓ, જે કહેતા હતા, તે જ કરી બતાવ્યું :

رِجَالٌ صَدَقُوْا مَاعَاهَدُوْا اللّٰهَ عَلَيْهِ

મકકહ મુકર્રમહમાં, જેમના હાથમાં હાથ આપ્યો હતો, મદીનહ મુનવ્વરહમાં તેમના જ કદમોમાં પડેલા છે.

''જો તુજ બિન ન જીને કો કેહતે થે હમ
તો ઉસ અહ્દ કો હમ વફા કર ચલે''

''જન્નતુલ બકીઅ''માં થી જ ''ગુંબદે ખઝ્રાઅ્'' ઉપર એક નઝર નાખોં અને મદીનહના આ ખામોશ શહેરને જુઓ, સચ્ચાઈ અને ઈખ્લાસ, ઈસ્તિકામત અને વફાદારીની આનાથી વધારે રોશન કઈ દલીલ હોઈ શકે છે?

આવો ''જન્નતુલ બકીઅ''માં ઈસ્લામની ખિદમત કરવાનો અહદ કરીએ અને અલ્લાહથી દુઆ કરીએ કે તે આપણને ઈસ્લામના રસ્તા ઉપર જીવાડે અને ઈસ્લામની વફાદારી સાથે જ મૌત અતા ફરમાવે. ''જન્નતુલ બકીઅ''નો આ જ પૈગામ અને આ જ સબક છે.

''મદીના મુનવ્વરહ'' માં ''મસ્જિદે નબવી'' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સિવાય બીજી ઘણી મસ્જિદો છે, જયાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ) તથા સહાબએ કિરામ (રદિ.)એ નમાઝો પઢી છે. આ મસ્જિદોમાંથી ઘણી મસ્જિદો અત્યારે આબાદ છે. અને ઘણી વેરાન પણ થઈ ગઈ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઝમાનામાં બંધાયેલ કોઈ જ મસ્જિદ અત્યારે પોતાની અસલી હાલત ઉપર નથી. બધી નવેસરથી બનાવવામાં આવેલી છે, પણ જગાતો તે જ છે, એટલે બરકત અને રહમતથી ખાલી સહેજ પણ નથી, એટલે આ મસ્જિદોની ઝિયારત કરવી પણ મુસ્તહબ છે. મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પાસે થી ભાડાની ટેક્ષીઓ મળે છે જે દરેક જગાએ લઈ જાય છે અને ઝિયારત કરાવે છે.

## મસ્જિદે કુબા

મુસલમાનોની આ સૌથી પહેલી મસ્જિદ છે, જેનું વર્ણન કુર્આંશરીફ માં છે :

لَمَسْجِدٌ اُسِّسَ عَلَى التَّقْوٰى مِنْ اَوَّلِ يَوْمٍ

અને જેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને નમાઝ પઢવાની તરગીબ આપવામાં આવી હતી.હિજરતના મૌકા ઉપર, જયારે આપ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ) કુબા પહોંચ્યા, તો આ જગાએ ચાર દિવસનો (એટલે કે સોમવારથી શુક્રવાર સુધીનો) કિયામ હતો.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સહી સલામત ૧૨ રબીઉલ અવ્વલ, મુતાબિક ૨૪ સપ્ટેમ્બર ૬૨૨, ઈસ્વીનાં સોમવારનાં દિવસે કુબા પહોંચી ગયા હતા અને આ જ વાકિઆથી ઈસ્લામી કેલેન્ડર અને ઈસ્લામી તારીખની શરૂઆત થાય છે.

અને આ જગાએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના હાથ મુબારકથી આ મસ્જિદનો પાયો નાખ્યો હતો અને સહાબએ કિરામ (રદિ.)ની સાથે સાથે પોતે પણ મસ્જિદની તઅ્મીરમાં ભાગ લીધો હતો.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેઓને ફરમાવ્યું, કે ત્યાંથી પથ્થર લાવીને મારી પાસે ભેગા કરો, જેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પાસે પથ્થર ભેગા કરવામાં આવ્યા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હાથ મુબારકમાં એક નાનો નેઝો (બરછી) હતો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેના વડે ઝમીન ઉપર નિશાનીઓ કરીને, કિબ્લહ સાઈટ નક્કી કરી અને

પોતાના હાથમુબારકથી એક પથ્થર ઉઠાવીને પાયા ઉપર મુકયો, ત્યાર પછી હઝરત અબૂબક્ર (રદિ.)ને ફરમાવ્યું કે એક પથ્થર લઈને, મારા પથ્થરની પાસે ગોઠવો, પછી હઝરત ઉમર (રદિ.)ને ફરમાવ્યું, કે તમો એક પથ્થર લઈને હઝરત અબૂબક્ર (રદિ.)ના પથ્થર પાસે મુકો, ત્યાર પછી હઝરત ઉસ્માન (રદિ.)ને ફરમાવ્યું કે એક પથ્થર લઈને હઝરત ઉમર (રદિ.)ના પથ્થર પાસે ગોઠવો, પછી ત્યાં હાજર તમામ સહાબએ કિરામ (રદિ.)ને ફરમાવ્યું કે આ નિશાનીઓમાં તમો જયાં ચાહો પથ્થર મુકો. આવી રીતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સહાબએ કિરામ (રદિ.)એ આ મસ્જિદનું બાંધકામ કર્યુ.

ઈસ્લામી તારીખની સૌથી પહેલી મસ્જિદ હોવાનું સદ્ભાગ્ય આ જ મસ્જિદને પ્રાપ્ત છે.

મસ્જિદે હરામ, મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને મસ્જિદે અકસા પછી, સૌથી અફઝલ આ મસ્જિદ છે.

આ મસ્જિદમાં બે રકા'ત નમાઝ પઢવાનો સવાબ એક ઉમરહ બરાબર છે.

اِنَّ صَلٰوةَ رَكْعَتَيْنِ فِيْهِ كَعُمْرَةٍ

મસ્જિદે કુબાના મેહરાબ ઉપર આ હદીસ લખેલી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શનિવારના આ મસ્જિદમાં તશરીફ લઈ જતા હતા.

આવો, તમો પણ તે ઝમીન ઉપર પોતાની પેશાની મુકો જે જગા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને

فِيْهِ رِجَالٌ يُحِبُّوْنَ اَنْ يَّتَطَهَّرُوْا

(એમા એવા લોકો છે જે પાકીને પસંદ કરે છે.)ના પવિત્ર કદમોથી સુવાસિત થઈ છે અને એવા હવામાનમાં સાંસ લો, કે જયાં અન્ફાસે કુદસીયહ હજુ પણ વસેલા છે.

નોટ :– ઔરતો માટે વુઝૂ કરવાની અને નમાઝ પઢવાની અલગ વ્યવસ્થા કરવામાં આવી છે.

## મસ્જિદે જુમ્અહ :

''મસ્જિદે કુબા''થી થોડાક અંતરે, ''મદીનહ મુનવ્વરહ''ના રસ્તામાં ''બનૂ સાલિમ'' કુટુંબ આબાદ હતું. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હિજરતના મૌકા ઉપર ''કુબા''ની વસ્તીથી ''મદીનહ મુનવ્વરહ'' જે દિવસ રવાના થયા, તે જુમ્અહનો દિવસ હતો, અને

કબીલએ "બનૂ સાલિમ ઈબ્ને અવ્ફ"માં પહોચ્યા ત્યારે, જુમ્અહનો ટાઈમ થઈ ગયો, તે જ જગાએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જુમ્અહની નમાઝ પઢાવી હતી. "મદીનહ મુનવ્વરહ"માં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ પહેલ વહેલી જુમ્અહ હતી. અત્યારે અહિયા એક મસ્જિદ બનાવવામાં આવી છે. કુબાની મસ્જિદથી પાછા ફરતાં, એક માઈલ પછી ડાબી બાજુ એક સડક જાય છે, તે સડક ઉપર જમણા હાથે આ મસ્જિદ છે.

## મસ્જિદે કિબ્લતૈન

હિજરત પછી ૧૬/૧૭ મહીના સુધી મુસલમાનોનો કિબ્લહ "બયતુલ મકદિસ" રહયું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દિલી તમન્ના હતી, કે મુસલમાનોનો કિબ્લહ "બયતુલ્લાહ" થઈ જાય. અને આ તમન્ના અને ઉમ્મીદમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વારંવાર આસ્માન તરફ વહીના ઈન્તેજારમાં જોતા હતા, એક દિવસ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ જગા ઉપર ઝુહર અથવા અસરની નમાઝ પઢાવી રહયા હતા અને હજુ તો બે જ રકા'ત થઈ હતી કે નમાઝની હાલતમાં જ અલ્લાહ તઆલા તરફથી આયત

નાઝિલ થઈ :

﴿قَدْ نَرَىٰ تَقَلُّبَ وَجْهِكَ فِي السَّمَاءِ فَلَنُوَلِّيَنَّكَ قِبْلَةً تَرْضَاهَا فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ وَحَيْثُ مَا كُنْتُمْ فَوَلُّوا وُجُوهَكُمْ شَطْرَهُ﴾

જેનો અર્થ આ છે કે "તમારા મ્હોંનું આસમાન તરફ વારંવાર થવું અમો જોઈ રહયા હતા, અમો તમારુ તે જ કિબ્લહ તરફ મ્હોં ફેરવી આપીયે છીએ, જેને તમો પસંદ કરો છો. હવે મસ્જિદે હરામ તરફ મોઢું ફેરવી આપો, અને તમે જયાં પણ હોય, તેના તરફ રૂખ કરીને જ નમાઝ પઢશો."

ઉપરોકત હુકમ મળતાં જ, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચાલુ નમાઝમાં જ બયતુલ્લાહ તરફ ઘૂમી ગયા, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ફરમાબરદારીમાં, બધા જ મુકતદીઓ પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ થઈ

ગયા અને આ રીતે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પહેલી બે રકા'ત ''બયતુલ મુકદદસ'' તરફ અને બાકીની બે રકા'ત ''બયતુલ્લાહ'' તરફ મ્હોં કરીને પઢાવી,એટલા માટે આ મસ્જિદને ''મસ્જિદે કિબ્લતૈન'' એટલે કે બે કિબ્લાવાળી મસ્જિદ કહેવામાં આવે છે. આ મસ્જિદમાં બંને તરફ મેહરાબ છે. હવે બયતુલ મકદિસ તરફ મ્હોં કરી નમાઝ પઢવી હરામ છે.

## મસ્જિદે ગમામહ

આ મસ્જિદને ''મસ્જિદે મુસલ્લા'' પણ કહેવામાં આવે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અહિયા બંને ઈદોની નમાઝો પઢાવી છે, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અહિયા ઈસ્તિસ્કા, પણ પઢાવી છે નમાઝ પઢતાં જ વાદળો આવ્યા હતા અને વરસાદ થયો હતો. એટલા માટે એને મસ્જિદે ગમામહ (વાદળ) કહેવામાં આવે છે.

આ મસ્જિદની સામે ગુનેહગારોને ઈસ્લામી સજા કરવામાં આવે છે.

## મસ્જિદે ફત્હ

મુસલમાનોને ખતમ કરી નાખવાના ઈરાદાથી મુશ્રિકો અને મુનાફિકોનું એક મોટું લશ્કર મદીનહ

મુનવ્વરહ માટે રવાના થયું, આ ખબર મળતાં જ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબએ કિરામ (રદિ.)થી મશ્વરો કર્યો, હઝરત સલમાન ફારસી (રદિ.)ના મશ્વરહ મુતાબિક, મદીનહ મુનવ્વરહના ચારેવ બાજુ, ''ખન્દક'' (ખાઈ) ખોદવામાં આવી, જેના કારણે ઈસ્લામના દુશ્મનો મદીનહ મુનવ્વરહમાં દાખલ ના થઈ શકયા અને દુશ્મનોએ મદીનહ શહેરનો ઘેરાવો કરી લીધો. આ મસ્જિદે ફત્હ જયાં છે ત્યાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સોમ, મંગળ અને બુધ એમ ત્રણ દિવસ અલ્લાહ તઆલાથી દુઆ માંગી હતી, જે કબૂલ થઈ અને એવી સખ્ત આંધી આવી, કે તેનાથી દુશ્મનો નાસી છુટવા ઉપર મજબૂર થયા અને મુસલમાનોની જીત થઈ. આ મસ્જિદની નઝદીકમાં જ ''મસ્જિદે અબૂ બક્ર'', ''મસ્જિદે ઉમર'', ''મસ્જિદે અલી'', અને ''મસ્જિદે સલમાન ફારસી''ના નામથી, કિબ્લા તરફ, બીજી ચાર નાની મસ્જિદો છે, જેને ''મસાજિદે ખમ્સહ''ના નામથી ઓળખવામાં આવે છે. દરેક મસ્જિદમાં બે બે રકા'ત નમાઝ પઢો અને દુઆ કરો.

હઝરત જાબિર (રદિ.) કહે છે, કે જયારે પણ મને કોઈ ખાસ જરૂરત પૈશ આવી અને મેં મસ્જિદે ફત્હ

જઈને દુઆ કરી, તો મારી દુઆ કબૂલ કરવામાં આવી.

## મસ્જિદે ઈજાબહ

આ મસ્જિદ ''બકીઅ'' કબ્રસ્તાનથી ઉત્તર દિશાએ છે. આ જગાએ બનૂ મુઆવિયહ બિન માલિક ઈબ્ને ઔફ રહેતા હતા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક દિવસ આ જગાએ તશરીફ લઈ ગયા અને નમાઝ પઢીને ઘણીવાર દુઆ કરતા રહયા, ત્યાર પછી ફરમાવ્યું, કે મેં મારા રબથી ત્રણ દુઆઓ માંગી, (૧) મારી ઉમ્મતને દુષ્કાળના અજાબથી સંપુર્ણ તબાહ ન ફરમાવે (૨) મારી ઉમ્મતને સર્વત્ર ડૂબવાના અજાબથી હલાક ન ફરમાવે (૩) આપસમાં લડાઈ ઝઘડા, કુસંપ તથા ફાટ ફૂટ મારી ઉમ્મતમાં ના થાય.

આમાંથી બે દુઆઓ કબૂલ થઈ અને ત્રીજી દુઆ કબૂલ ના થઈ. આ મસ્જિદમાં જયાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નમાઝ પઢી હતી, તે જગા મસ્જિદના મેહરાબથી જમણી બાજૂ બે હાથ હટીને છે.

## જબલે ઉહદ

''મદીનહ મુનવ્વરહ''થી ઉત્તર દિશાએ, લગભગ ૪ માઈલ દૂર એક પહાડ છે, જેને ''જબલે ઉહદ''ના નામથી ઓળખવામાં આવે છે.(આ પહાડ પૂર્વ પશ્ચિમમાં ચાર માઈલ સુધી ફેલાયેલો છે.). આ પહાડ વિશે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ''ઉહદ અમારાથી મુહબ્બત કરે છે, અને અમો ઉહદથી મુહબ્બત કરીએ છીએ.'' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અહિયા તશરીફ લાવતા હતા અને ઉહદવાળાઓને સલામ અને દુઆથી નવાઝતા હતા.

સન હિજરી ૩ માં ઉહદની મશ્હૂર લડાઈ આ જ પહાડની પાસે લડવામાં આવી હતી, જેમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ ઝખ્મી થયા હતા.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાકા, (બધા શહીદોના સરદાર) હઝરત હમઝહ (રદિ.) અને બીજા ૭૦ સહાબએ કિરામ (રદિ.) (જેમાં હઝરત મુસ્અબ ઈબ્ને ઉમૈર (રદિ.), હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને જહ્શ (રદિ.) પણ શામિલ છે.) વગેરેએ ઈસ્લામ ખાતર શહાદત વહોરી હતી. આ બધાની કબરો ત્યાંજ છે અને એક એક કબરમાં કેટલાય માણસોને દફન કરવામાં આવ્યા હતા.

અહિયાં દફન કરાયેલા અમૂક શહીદોના નામ આ પ્રમાણે છે :

(૧)હઝરત હમ્ઝહ (રદિ.) (૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને જહ્શ (રદિ.) (૩) મુસ્અબ ઈબ્ને ઉમૈર (રદિ.) – અમુક રિવાયતો પ્રમાણે આ ત્રણેવ હઝરાત એક જ કબ્રમાં દફન કરવામાં આવ્યા છે, પરંતુ બીજી રિવાયતોથી માલૂમ પડે છે કે હઝરત હમ્ઝહ (રદિ.) એક કબ્રમાં એકલા દફન કરવામાં આવ્યા છે અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને જહશ (રદિ.) તથા મુસ્અબ ઈબ્ને ઝુબૈર (રદિ.) એક કબ્રમાં દફન કરવામાં આવ્યા છે. (૪) સહલ બિન કયસ (રદિ.) એમની કબ્ર હઝરત હમ્ઝહ (રદિ.)ની કબ્રના પાછળ, શામ તરફ છે. (૫) ઉમર બિન જુમૂહ (રદિ.) (૬) અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) (૭) ખારિજહ ઈબ્ને ઝૈદ (રદિ.) (૮) સઅદ્ ઈબ્ને રબીઅ (રદિ.) (૯)અબ્દુલ્લાહ હસ્હાસ (રદિ.)(૧૦) નુઅમાન ઈબ્ને માલિક (રદિ.) (૧૧) અબૂ અયમન (રદિ.) (૧૨)ખલ્લાદ બિન અમર બિન જુમૂહ (રદિ.). આ આઠેવ સહાબિઓ એક જ કબ્રમાં દફન કરવામાં આવ્યા છે. બાકીના શહીદોની કબ્રની નિશાનીઓ બાકી રહી નથી, એવું માલૂમ પડે છે કે, તેઓની કબ્રો હઝરત હમ્ઝહ

(રદિ.)ની કબ્રના આસપાસ જ હશે. અમુક શુહદાએ ઉહદની કબ્રો મદીનહ મુનવ્વરહમાં છે. (ખુલાસતુલ વફા, ૨/૪૧૩)

એક વખત તો અહિયા જરૂર જાઓ, ત્યાંના જાડના પાંદડા ચાવો અને ઉહદના શહીદોને સલામ પહોચાડો અને રાહત, મગફિરત, અને દરજાઓ બુલંદ થવાની દુઆ કરો.

હઝરત હમઝહ (રદિ.) અને બીજા શહીદોને, નીચે પ્રમાણે સલામ પૈશ કરો :

اَلسَّلامُ عَلَیْکَ یَا سَیِّدَنَا حَمْزَةَ بْنِ عَبْدُ الْمُطَّلِبِ / اَلسَّلامُ عَلَیْکَ یَا عَمَّ رَسُوْلِ اللّٰهِ صلی اللہ علیہ وسلم / اَلسَّلامُ عَلَیْکَ یَا عَمَّ نَبِیِّ اللّٰهِ صلی اللہ علیہ وسلم / اَلسَّلامُ عَلَیْکَ یَا عَمَّ حَبِیْبِ اللّٰهِ صلی اللہ علیہ وسلم / اَلسَّلامُ عَلَیْکَ یَا عَمَّ الْمُصْطَفٰی صلی اللہ علیہ وسلم / اَلسَّلامُ عَلَیْکَ یَا سَیِّدَ الشُّهْدَاءِ /

اَلسَّلامُ عَلَيْكَ يَا اَسَدَ اللّٰهِ وَ اَسَدَ رَسُوْلِهٖ / اَلسَّلامُ عَلَيْكُمْ يَا شُهَدَاءِ، يَا سُعَدَآءَ / اَلسَّلامُ عَلَيْكُمْ بِمَا صَبَرْتُمْ فَنِعْمَ عُقْبَى الدَّارِ / اَلسَّلامُ عَلَيْكُمْ يَا شُهَدَاءَ اُحَدٍ كَافَّةً، عَآمَّةً وَّ رَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهٗ

અસ્સલામુ અલયક યા સય્યિદિના હમ્ઝહ ઈબ્ને અબ્દુલ મુત્તલિબ/ અસ્સલામુ અલયક યા અમ્મ રસૂલિલ્લાહિ (સલ.)/ અસ્સલામુ અલયક યા અમ્મ નબિય્યીલ્લાહિ (સલ.)/ અસ્સલામુ અલયક યા અમ્મ હબીબિલ્લાહિ (સલ.)/ અસ્સલામુ અલયક યા અમ્મલ મુસ્તફા (સલ.)/ અસ્સલામુ અલયક યા સય્યીદ શ્શુહદાએ/ અસ્સલામુ અલયક યા અસદલ્લાહિ વ અસદ રસૂલિહી (સલ.)/ અસ્સલામુ અલયકુમ યા શુહદાએ યા સોઅદાએ/ અસ્સલામુ અલયકુમ બિમા સબરતુમ ફનિઅ્મ ઉક્બદ દારિ/ અસ્સલામુ અલયકુમ યા શુહદાએ

ઉહદ કાફફતન, આમ્મતન વ રહમતુલ્લાહિ વ બરકાતુહ.

અય અમારા સરદાર હઝરત હમઝહ ઈબ્ને અ. મુત્તલિબ ! આપ ઉપર સલામ–અય અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાકા ! આપ ઉપર સલામ– અય અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાકા ! આપ ઉપર સલામ –અય અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાકા ! આપ ઉપર સલામ – અય નબીયે મુસ્તફા(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાકા ! આપ ઉપર સલામ – અય શહીદોના સરદાર ! આપ ઉપર સલામ અય અલ્લાહના અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના શેર ! આપ ઉપર સલામ – અય શહીદો,અય નેક બુઝુર્ગો, તમારા બધા ઉપર સલામ – મુસીબતોના ઉપરસબર કરવા બદલ તમારા ઉપર સલામ – અને આખિરતનું ઘર કેવું રૂપાળું છે, જે તમોને મળવાનું છે – ઓ બધા જ ઉહદના શહીદો, તમારા બધાં ઉપર અલ્લાહની રહમત અને તેની બરકત નાઝિલ થાય. આમીન !

## મદીનહ મુનવ્વરહની ખજૂર

હદીસ શરીફમાં મદીનહ મુનવ્વરહની ખજૂરની ઘણી ફઝીલત આવેલી છે. મદીનહ શરીફનું ખજૂર ખાવાથી ઝહેર પણ અસર કરતું નથી. (મુસ્લિમ શરીફ ભાગ–૨ પેઈજ ૧૮૧)

એટલે તમો જયારે મદીનહ મુનવ્વરહથી પાછા પોતાના વતન આવો ત્યારે ઝમઝમનું પાણી અને મદીનહ મુનવ્વરહનું ખજૂર જરૂરથી સાથે લાવો અને પોતાનાં સગાવહાલા, સંબંધીઓ અને દોસ્તોને ખવડાવો અને પીવડાવો, આ બરકતનો સબબ છે અને આપણા બુઝુર્ગોથી સાબિત છે.(મુસ્તફાદ નકશે હયાત, જિલ્દ,૧ સફા–૮૫)

લોકોને તોહફો આપવા માટે મકકહ મુકર્રમહનું ઝમઝમ અને મદીનહ મુનવ્વરહના ખજૂર થી વધીને દુન્યાની કોઈ પણ વસ્તુ અફઝલ નથી.

નોટ : – મદીનહ શરીફમાં ખજૂરનું મોટું માર્કેટ છે, ત્યાંથી ખજૂર લેવું વધુ મુનાસિબ રહે છે.

## "મકકહ મુકર્રમહ" અફઝલ છે કે "મદીનહ મુનવ્વરહ" ?

એ વાત તો નકકી જ છે કે દુન્યાના બધાજ શહેરોમાં ''મકકહ મુકર્રમહ'' અને ''મદીનહ મુનવ્વરહ'' અફઝલ છે. પણ એ બંનેમાંથી કયું શહેર અફઝલ છે ? તેમાં ઈખ્તિલાફ છે. પણ આપને એક મશ્વરો આપું કે ''મકકહ મુકર્રમહ'' અને ''મદીનહ મુનવ્વરહ''ની સરખામણી ન કરો, આ વિષયમાં કિતાબોમાં જે ઈલ્મી ચર્ચાઓ કરવામાં આવી છે તેને બાજુએ મુકીને આપણા જેવા લોકોએ પોતાની ઝુબાનની અત્યંત સંભાળ રાખવી જોઈએ. જેથી કયાંક કોઈ બેઅદબીની વાત ન નીકળી જાય. એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે ''મદીનહ મુનવ્વરહ'' જો જમાલનું કેન્દ્ર છે તો ''મકકહ મુકર્રમહ'' જલાલનું મથક છે. ''મદીનહ મુનવ્વરહ''ની દરો દીવાલથી જો મેહબૂબિયત ટપકે છે તો ''મકકહ મુકર્રમહ''ની દરો દીવાલ''થી આશિકી પ્રગટ થાય છે.

## પોતાના વતન પાછા આવવાના અદબો

જયારે સરદારે દોઆલમ, તાજદારે મદીનહ, આકાએ નામદાર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત, મસાજિદ તથા ઝિયારતના કાબિલ જગાઓની ઝિયારતથી ફારિગ થઈ,

પોતાના વતન પાછા આવવાનો ઈરાદો હોય, તો રવાનગીના દિવસે ફજરની નમાઝ પછી ''જન્નતુલ બકીઅ''ની અલવિદાઈ હાજરીનો એહતિમામ કરવો જોઈએ અને બધા માટે દુઆઓ કરી મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં અથવા મેહરાબે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં અથવા એનાથી નઝદીક જયા પણ જગા મળે, બે રકા'ત નમાઝ પઢો, ત્યાર પછી રવઝએ અતહર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર હાજરી આપીને સલામ પઢો, અને દીનો દુન્યાની જરૂરતોની અને હજ્જ તથા ઝિયારતના કબૂલ થવાની તેમજ પોતાના ઘરે સહીસલામત પહોંચી જવાની દુઆઓ માંગો અને કહોઃ

اَللّٰهُمَّ لَا تَجْعَلْ هٰذَا آخِرَ الْعَهْدِ

بِنَبِيِّكَ، وَمَسْجِدِهٖ، وَحَرَمِهٖ، وَيَسِّرْ

لِيَ الْعَوْدَ اِلَيْهِ، وَالْعُكُوْفَ لَدَيْهِ، وَ

ارْزُقْنِي الْعَفْوَ، وَالْعَافِيَةَ فِيْ

اَلـدُّنْيَا، وَ الاٰخِرَةِ، وَ رُدَّنَا اِلٰى اَهْلِنَا، سَـالِمِيْنَ، غَانِمِيْنَ بِرَحْمَتِكَ، يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ۔

"અય મારા અલ્લાહ ! તમો પોતાના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)અને હરમે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ ઝિયારતને છેલ્લી ઝિયારત ના બનાવો અને મારા માટે ફરીવાર આવવાનું અને રોકાવાનું આસાન ફરમાવો અને દીનો દુન્યાની સલામતી મારા માટે મુકદદર ફરમાવો અને હું મારા ઘરે અજરો સવાબ લઈને સહી સલામત પહોંચી જાઉ એવું મુકદદર ફરમાવો, ઓ અરહમુર્રાહિમીન."

અને આ ટાઈમે જેટલો ગમ અને મલાલનો દેખાવ થઈ શકતો હોય એટલો જરૂરથી કરો અને હજ્જ, ઉમરહ, ઝિયારતના આ લાંબા સફરમાં જયાં જયાં રડયા છો, તે પછીનું જે કંઈ પાણી આપની આંખોમાં બાકી રહી ગયું હોય, તે બધું જ આ મૌકા ઉપર વહાવી આપો. આ

ટાઈમે આંસુઓનું નીકળવું અને દિલના ઉપર ગમ તારી થવો કબૂલિયતની નિશાની છે. પછી રડતાં રડતાં, દરબારે રિસાલતની જુદાઈ ઉપર હસરત અને અફસોસ કરતાં કરતાં, પોતાની પાસે જે ગુંજાઈશ હોય એટલું મદીનહ મુનવ્વરહના ફકીરો ઉપર સદકહ કરી આપો, અને સફરની દુઆઓ પઢતાં પઢતાં, પોતાનો સફર શરૂ કરી આપો.

આપને આ પણ યાદ અપાવું, કે તમારે જિદદહ થોડુંક રોકાવવાનું થશે, માટે ત્યાંની જરૂરત માટે પોતાના પાસે થોડાક રિયાલ જરૂરથી રાખશો. જેથી જરૂરત પડયે કામ આવી શકે.

## પોતાના વતનથી નઝદીક પહોંચો ત્યારે

જયારે પોતાના વતનથી નઝદીક પહોંચો, ત્યારે આ દુઆ પઢો :

آئِبُوْنَ تَـائِبُـوْنَ لِـرَبِّـنَـا حَامِدُوْنَ

(આઈબૂન તાઈબૂન લિરબ્બિના હામિદૂન.)

"અમો પાછા આવ્યા છે, તવબહ કરવાવાળા,

ઈબાદત કરવાવાળા અને પોતાના રબના વખાણ કરવાવાળા."

પોતાના ઘરે પોતાના આવવાની ખબર પહેલેથી કોઈના સાથે પહોંચાડી આપો. આ ઝમાનામાં ટેલીફોનની અજીબો ગરીબ રાહત થઈ જવાના કારણે આમાં ઢીલ કરવી નહિ.

પોતાના શહેરમાં રાતના ટાઈમે દાખલ ના થવું જોઈએ, સવારના અથવા સાંજના ટાઈમે દાખલ થવું જોઈએ અને શહેરમાં દાખલ થયા પછી, મસ્જિદમાં જઈ (જો મકરૂહ ટાઈમ ના હોય તો) બે રકા'ત નમાઝ પઢો અને જયારે પોતાના ઘરમાં દાખલ થાઓ, તો આ દુઆ પઢો :

تَوْبًا تَوْبًا لِرَبِّنَا، اَوْبًا، لَا يُغَادِرُ

عَلَيْنَا حُوْبًا

(તવ્બન્ તવ્બન્ લિરબ્બિના અવ્બન્ લાયુગાદિરૂ અલયના હૂબન્)

"અમો પાછા આવ્યા, અલ્લાહ તઆલાથી

તવ્બહ કરીએ છીએ, તે અમારા બધા ગુનાહોને મુઆફ કરી આપશે''

પછી પોતાના ઘરમાં પણ બે રકા'ત નમાઝ પઢો અને અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો, કે તેણે સલામતી અને આફિયતના સાથે આપનો સફર પૂરો કરાવ્યો અને હજ્જ, ઉમરહની આ મોટી નેઅમત બખ્શી.

## હાજીઓનું સ્વાગત

જયારે હાજી લોકો હજ્જથી ફારિગ થઈ પાછા આવે, તો તેઓની મુલાકાત કરો અને સલામ તથા મુસાફહો કરો અને તેઓ પોતાના ઘરે પહોંચે એ પહેલાં, તેઓની પાસે પોતાના માટે દુઆ કરાવો, કારણ કે હાજીની દુઆ કબૂલ થાય છે. આપણા પૂર્વજોની આ જ રીત હતી.

عَنْ ابنِ عُمَرؓ اِذَا لَقِيْتَ
الْحَاجَّ فَسَلِّمْ عَلَيْهِ وَ صَافِحْهُ وَ مُرْهُ
اَنْ يَسْتَغْفِرَ لَکَ قَبْلَ اَنْ يَّدْخُلَ

بَيْتَهٗ فَاِنَّهٗ مَغْفُوْرٌ لَهٗ (رواه احمد و مشكوة)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે, કે જયારે હાજીની મુલાકાત કરો તો, સલામ અને મુસાફહો કરો. અને હાજી પોતાના ઘરમાં દાખલ થાય એ પહેલાં એમનાથી દુઆની દરખ્વાસ્ત કરો, કારણ કે તેના ગુનાહ મા'ફ કરી દેવામાં આવ્યા છે.

ઉપરોકત રિવાયતથી હાજીઓને આવકાર તથા એમનાથી દુઆ કરાવવું સાબિત છે. અને તેનાં જાઈઝ હોવામાં કોઈ જ શક નથી, પણ એટલું યાદ રાખવું, કે આમા હદથી વધીને એહતિમામ ના કરવામાં આવે, અને બીજી ખરાબીઓ પૈદા ના થવા પામે એનો ખ્યાલ રાખવો અત્યંત જરૂરી છે.

## હજ્જની એડવરટાઈઝ (શો) ના કરવી જોઈએ

હજ્જનો સફર શરૂ કરતાં પહેલા,નિય્યત ખાલિસ કરવી જોઈએ, ખ્યાતિ પામવા, કે પોતાને હાજી કહેવામાં આવશે એ નિય્યતથી હજ્જ ના કરવામાં આવે, નહિતો સવાબ નહિ મળે. એવી જ રીતે હજ્જ થી પાછા ફરીને

જયાં બેસો ત્યાં હજ્જની જ વાતો કરો અને ત્યાંના જ કિસ્સા અને કહાનીઓ બયાન કરતા ફરો, કે જેમાં લોકોને તમારું હાજી હોવું, બતાવવું મકસૂદ હોય, કોઈ વખત પોતાની હજ્જનો ખર્ચ બયાન કરો છો તો કોઈ વખત, સદકહ ખૈરાતની વાતો કરો છો તો આ સહીહ નથી. આવી વાતો સવાબ ખોવાવાળી છે. હાં, કોઈ ખાસ મસ્લિહત હોય તો બયાન કરી શકો છો, પરંતુ જરૂરત વગર, અને ફાયદા વગર તકબ્બુર (મોટાઈ ખાતર)ના તૌર પર બયાન કરવું ગુનાહનું કામ છે.

## હજ્જની વાતો દરેકથી ન કરવી જોઈએ

હજ્જનું વર્ણન દરેકના સામે ના કરવું જોઈએ, કેમકે એમાં ખતરો છે કે ફખર પૈદા થઈ જાય અને રિયાઅ તથા ફખરના તૌર પર બયાન કરવું ઘણી બૂરી વાત છે. અમુક સુફિયાએ કિરામ (રહ.) તો અમુક એવા તઝકિરહ (વર્ણન) થી પણ મના ફરમાવે છે કે જેમાં ઈતાઅત માલૂમ પડતી હોય. જેમકે ત્યાંની સારી વસ્તુઓ અને ફઝીલતોનું બયાન કરવું, કે જેનાથી ત્યાં જવાનો શોખ અને રગબત પૈદા થાય.

આ સુફયાએ કિરામ (રહ.)નું કહેવું છે, કે લોકો

ત્રણ જાતના છે, (૧) એકતો તે, કે જેમના ઉપર હજ્જ ફર્ઝ છે, તેમની સામે તો રગબતની વાતો કરવી જાઈઝ બલ્કે મુસ્તહબ છે.(૨) બીજા તે લોકો, કે જેમના ઉપર હજ્જ ફર્ઝ તો નથી, પરંતુ તેમના અંદર હજ્જ કરવાની તાકત છે, ગુંજાઈશ છે અને તેઓના માટે હજ્જમાં જવું મના પણ નથી. તેમની સામે પણ રગબતની વાતો કરવી જાઈઝ છે. (૩) અને ત્રીજા તે લોકો, કે જેમના ઉપર હજ્જ ફર્ઝ નથી, અને તેઓ માટે હજ્જમાં જવું મના છે. આ તે લોકો છે કે જેમની માલી તાકત નથી અને મુસીબતો ઉપર સબ્ર પણ નથી કરી શકતા, આવા લોકોની સામે આવા કિસ્સા બયાન કરવાથી તેઓમાં હજ્જનો શોખ પૈદા થાય છે અને ગુંજાઈશ ના હોવાના કારણે, હજ્જમાં ના જઈ શકવાથી પરેશાનીમાં મુબ્તલા થાય છે.

## હજ્જના સફરની તકલીફો બયાન કરવી

અમુક લોકો હજ્જની તકલીફો લોકોની સામે બયાન કરે છે, આવું ના કરવું જોઈએ. ચાહે ગમે તે તકલીફ પડી હોય. કારણ કે આવા વાકિઅહ બયાન કરવાથી ઘણા લોકો હજ્જ માટે જવાથી અટકી જાય છે. એનો ગુનોહ તે લોકોને થશે, જેમણે આવા કિસ્સા બયાન

કરીને તેમને ડરાવ્યા છે.

વળી કેટલાકની તો આદત હોય છે કે હદથી વધીને મુબાલગહથી બયાન કરે છે, જે મોટા ગુનાહનું કામ છે.

હજ્જનો સફર એક લાંબી સફર છે, કે જેમાં રેલગાડી, બસ તથા હવાઈ જહાઝમાં સવાર થવું પડે છે. દેશ બીજો, ઝુબાન બીજી વગેરે કારણસર કોઈ તકલીફ કદાચ પહોચે, તો એ કોઈ મોટી વાત નથી. આપણે આપણા દેશમાં જ સફર કરીએ છીએ અને સફર ટૂંકો હોય છે, છતાં સફરમાં ઘણી પરેશાનીઓ ઊભી થાય છે, તો હજ્જ જેવી મોટી નેઅમત હાસિલ કરવા અને તે પણ આટલા લાંબા સફરમાં કદાચ કોઈ તકલીફ પહોંચે, તો તે ન પહોંચવા બરાબર છે અને વળી અલ્લાહના ત્યાં આ તકલીફો બદલ સવાબ પણ મળે છે. વળી ત્યાં કેટલીક તકલીફો તો હાથે કરીને જ ઊભી કરતાં હોય છે.

અને અલ્લાહના ફઝલો કરમથી ''સઊદી હુકૂમતે'' હાજીઓ માટે એટલી બધી રાહતો ઊભી કરી છે, કે કદાચ જ આપને કોઈ તકલીફ પહોંચે.અલ્લાહ તઆલા બધા હાજીઓ તરફથી તેમને બેહતરીન બદલો

ઈનાયત કરે. આમીન

## હજ્જ પછી સારા કામોનો એહતિમામ

હજ્જના કબૂલ થવાની નિશાની આ છે, કે હજ્જ પછી નેક કામોનો એહતિમામ અને પાબંદીમાં વધારો થાય, દુન્યાથી બે રગબતી અને આખિરતની રગબત વધી જાય અને હજ્જ પહેલાં જે હાલત હતી, તે હાલતમાં એકદમ સુધારો થઈ જાય. એટલા માટે હજ્જ પછી પોતાના અમલો, આદતોનો ખાસ ખ્યાલ રાખો, અને બંદગીમાં ખૂબ ધ્યાન લગાવો, અને ગુનાહોથી નફરત કરો.

## ખાતિમહ અને દુઆ

અલ્લાહ તઆલાનો લાખ લાખ શુક્ર અને એહસાન છે કે એણે ઘણી થોડીક મુદદતમાં (બીજા અનેક કામો હોવાના બાવજૂદ) આ કિતાબ પૂરી કરવાની તૌફિક અર્પણ કરી હવે તે જ જાતથી ઉમ્મીદ છે, કે અહકરનાં આ અદના સંપાદનને, પોતાના ફઝલો કરમથી કબૂલ ફરમાવી, હજ્જ તથા ઉમરહ કરનારાઓ માટે બેહતરીન સાથી અને મદદગાર બનાવે અને અહકર માટે ઝખીરએ

આખિરત બનાવે. આમીન સુમ્મ આમીન

વાચક બિરાદરોથી દરખ્વાસ્ત છે કે તેઓ પોતાની ભલી દુઆઓમાં અહકર ''ફલાહી'' તથા જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસરને જરૂર યાદ રાખે. જઝાકુમુલ્લાહુ અહસનલ જઝાઅ.

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ، وَلَكَ الشُّكْرُ، اَللّٰهُمَّ لَا اُحْصِىْ ثَنَاءً عَلَيْكَ، اَنْتَ كَمَا اَثْنَيْتَ عَلٰى نَفْسِكَ.

اَللّٰهُمَّ رَبَّ الْحِلِّ وَ الْحَرَمِ وَ رَبَّ الْبَيْتِ الْحَرَامِ وَرَبِّ الرُّكْنِ وَ الْمَقَامِ اَبْلِغْ لِرُوْحِ سَيِّدِنَا وَ مَوْلَانَا مُحَمَّدٍ مِنَّا السَّلَامَ.

اللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا، وَ

مَوْلانَا مُحَمَّدٍ، وَ عَلٰی اٰلِ سَیِّدِنَا، وَ

مَوْلانَا، مُحَمَّدٍ، وَبَارِکْ وَ سَلِّمْ۔

અહકર
મુહમ્મદ ઈકબાલ "ફલાહી" ખાનપૂરી
નાઝિમેઆ'લા
જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
૨૭, જુમાદલ ઉખ્રા, સન હિજરી ૧૪૨૧
મુતાબિક ૨૬, સપ્ટેમ્બર સન ઈસ્વી, ૨૦૦૦
મંગળવાર

## એક જાણકારી

"મકકહ મુકર્રમહ" તથા "મદીનહ મુનવ્વરહ"માં દરેક નમાઝની ઈકામત પછી ઈમામ સાહબ અરબીમાં કઈક એલાન કરતા હોય છે, અરબીથી નાવાકિફ હોવાના કારણે ઘણા લોકોને એ વિશે સવાલ કરતા જોવામાં તથા સાંભળવામાં આવ્યા કે આ શું એ'લાન થાય છે ? તો આપ હાજી સાહેબોને જણાવવાનું

કે એ કાંઈ નવીન વસ્તુ નથી, આપણા ત્યાં જેમ કહેવામાં આવે છે કે "સફો સીધી કરો નમાઝ સહીહ થશે" તેમજ કહેવામાં આવે છે કે "વચ્ચેની ખાલી જગા પૂર કરો" અને "ખભેથી ખભો મિલાવો" વગેરે વગેરે એવીજ રીતે હરમૈન શરીફયનમાં પણ આ પ્રમાણેનું જ એ'લાન કરવામાં આવે છે. જેમકે :

| | | |
|---|---|---|
| સફો સીધી કરીને ઉભા થઈ જાવ | ઈસ્તવૂ | إِسْتَوُوْا |
| સફો સીધી કરીને ઠીક ઉભા થઈ જાવ | ઈઅ્તદિલૂ | اِعْتَدِلُوْا |
| ખાલી જગાઓને સારીરીતે પૂર કરો | સુદદુલ ખલલ | سُدُّوا الْخَلَلَ |

سَوُّوْا صُفُوْفَكُمْ فَاِنَّ تَسْوِيَةَ الصُّفُوْفِ
مِنْ تَمَامِ الصَّلٰوةِ

સવ્વૂ સુફૂફકુમ ફઈન્ન તસ્વિયતલ સ્સુફૂફિ મિન તમામિ સ્સલાતિ

સફો સીધી કરીને ઉભા થયા કરો, કારણ કે સફોનું સીધુ કરવું નમાઝના મુકમ્મલ થવા માટે જરૂરી છે.

حَاذُوْا بَيْنَ الْمَنَاكِبِ وَالْاَقْدَامِ

હાઝૂ બયનલ મનાકિબિ વલ અકદામિ

ખભાઓ અને પગોને બરાબર કરો.

બંને હરમ શરીફોમાં લગભગ દરકે નમાઝ પછી જનાજા લાવવામાં આવે છે અને જનાજાની નમાઝ થતી રહે છે અને તમોએ ઝિંદગીમાં એક સાથે જનાજાની નમાઝો નહિ પઢી હોય એટલી પઢવાનો મોકો આવશે, માટે જનાજાની નમાઝની રીત પણ જાણી અને યાદ કરી લેવી જોઈએ.

ફર્ઝ નમાઝ પછી નીચે લખેલ એલાનોમાંથી

કોઈ એક એ'લાન કરવામાં આવે છે.

اَلصَّلاۃُ عَلَی الْمَیِّتِ یَرْحَمُکُمُ اللّٰہُ

اَلصَّلاۃُ عَلَی الْمَیِّتِہِ یَرْحَمُکُمُ اللّٰہُ

اَلصَّلاۃُ عَلَی الْاَمْوَاتِ یَرْحَمُکُمُ اللّٰہُ

અસ્સલાતુ અલલ્ મય્યિતિ યર્હમુકુમુ લ્લાહુ

એક મર્દના જનાજા માટે

અસ્સલાતુ અલલ્ મય્યિતતિ યર્હમુકુમુ લ્લાહુ

એક ઓરતના જનાજા માટે

અસ્સલાતુ અલલ્ અમ્વાતિ યર્હમુકુમુ લ્લાહુ

બેથી વધુ મોટા જનાજા માટે

---

اَلصَّلاۃُ عَلَی الرَّجُلِ یَرْحَمُکُمُ اللّٰہُ

اَلصَّلاۃُ عَلَی الْمَرْأَۃِ یَرْحَمُکُمُ اللّٰہ

અસ્સલાતુ અલ ર્રજુલિ યર્હમુકુમુ લ્લાહુ

એક મર્દના જનાજા માટે

અસ્સલાતુ અલલ મર્અતિ યર્હમુકુમુ લ્લાહુ

એક ઓરતના જનાજા માટે

اَلصَّلاۃُ عَلَی الرَّجُلَیْنِ یَرْحَمُکُمُ اللّٰہ

اَلصَّلاۃُ عَلَی الْمَرْأَتَیْنِ یَرْحَمُکُمُ اللّٰہ

અસ્સલાતુ અલ ર્રજુલયનિ યર્હમુકુમુ લ્લાહુ

બે મર્દના જનાજા માટે

અસ્સલાતુ અલલ્ મરઅતયન યર્હમુકુમુ લ્લાહુ

બે ઓરતના જનાજા માટે

اَلصَّلاةُ عَلَى الرَّجُلِ و الْمَرْأَة

يَرْحَمُكُمُ اللّٰهُ

અસ્સલાતુ અલ ર્રજુલિ વલ્ મર્અતિ

યર્હમુકુમુ લ્લાહુ

اَلصَّلاةُ عَلَى الرَّجُلَيْنِ وَ

الْمَرْأَتَيْن يَرْحَمُكُمُ اللّٰهُ

અસ્સલાતુ અલ ર્રજુલયનિ વલ

મર્અતયનિ યર્હમુકુમુ લ્લાહ

ઉપરોકત સૂરતોમાંથી કોઈ પણ એ'લાન થાય, દરેક સૂરતમાં ત્રીજી તકબીર પછી આપે ''અલ્લા હુમ્મગ્ફિર લિહય્યેના વ મય્યેતિના............''વાળી દુઆ પઢવાની છે.

અને જો ઉપરોકત સૂરતોમાંથી કોઈ પણ સૂરતમા :

• يَرْحَمُكُمُ اللّٰهُ થી પહેલા وَ الطِّفْل નો શબ્દ વધારવામાં આવે, જેમકે એમ કહેવામાં આવે કે :

اَلصَّلاَةُ عَلَى الْمَيِّتِ وَ الطِّفْلِ يَرْحَمُكُمُ اللّٰه

(અસ્સલાતુ અલલ મય્યિતિ વ ત્તિફલિ યહમુકુમુલ્લાહુ)

તો એનો અર્થ એ છે કે મોટી મય્યિતના સાથે સાથે નાના છોકરાની મય્યિત પણ છે, એટલે તમારે ત્રીજી તકબીર પછી ''અલ્લા હુમ્મગ્ફિર લિહય્યેના વ મય્યેતિના............''વાળી દુઆ પછી ''અલ્લાહુમ્મજ અલ્હુ લના ફરતંવ.........'' વાળી દુઆ પણ પઢવાની છે. અને જો ઉપરોકત સૂરતોમાંથી કોઈ પણ સૂરતમાં : يَرْحَمُكُمُ اللّٰه થી પહેલા وَ الطِّفْلَةِ નો શબ્દ વધારવામાં આવે, જેમકે એક કહેવામાં આવે કે :

اَلصَّلاَةُ عَلَى الْمَيِّتِ وَ الطِّفْلَةِ يَرْحَمُكُمُ اللّٰه

(અસ્સલાતુ અલલ મય્યિતિ વ ત્તિફલતિ યહમુકુમુલ્લાહુ)

તો એનો અર્થ એ છે કે મોટી મય્યિતના સાથે સાથે નાની છોકરીની મય્યિત પણ છે, એટલે તમારે ત્રીજી તકબીર પછી ''અલ્લા હુમ્મગ્ફિર લિહય્યેના વ

મય્યેતિના............''વાળી દુઆ પછી ''અલ્લાહુમ્મજ અલ્હાલના ફરતંવ.........'' વાળી દુઆ પણ પઢવાની છે.

અને જો નીચે પ્રમાણેનું એ'લાન કરવામાં આવે, જેમકે :

اَلصَّلَاةُ عَلَى الطِّفْلِ يَرْحَمُكُمُ اللّٰهُ

اَلصَّلَاةُ عَلَى الطِّفْلَيْنِ يَرْحَمُكُمُ اللّٰهُ

اَلصَّلَاةُ عَلَى الْاَطْفَالِ يَرْحَمُكُمُ اللّٰهُ

અસ્સલાતુ અલત્તિફલિ યરહમુકુમુ લ્લાહુ

એક છોકરાના જનાજા માટે

અસ્સલાતુ અલત્તિફ્લયનિ યરહમુકુમુ લ્લાહુ

બે છોકરાના જનાજા માટે

અસ્સલાતુ અલલ અતફાલિ યરહમુકુમુ લ્લાહુ

બેથી વધુ છોકરાઓના જનાજા માટે

ઉપરોકત સૂરતોમાંથી કોઈ પણ એ'લાન થાય, દરેક સૂરતમાં ત્રીજી તકબીર પછી આપે ''અલ્લાહુમ્મજ અલ્હુ લના ફરતંવ.........'' વાળી દુઆ પઢવાની છે.(એટલે કે નાબાલિગ છોકરાવાળી દુઆ પઢવાની છે.)

અને જો નીચે પ્રમાણેનું એ'લાન કરવામાં આવે, જેમકે :

اَلصَّلاةُ عَلَى الطِّفْلَةِ يَرْحَمُكُمُ اللّٰهُ

اَلصَّلاةُ عَلَى الطِّفْلَتَيْنِ يَرْحَمُكُمُ اللّٰهُ

અસ્સલાતુ અલલત્તિફલતિ યરહમુકુમુ લ્લાહુ
એક છોકરીના જનાજા માટે
અસ્સલાતુ અલલત્તિફ્લતયનિ યરહમુકુમુ લ્લાહુ
બે છોકરીના જનાજા માટે

ઉપરોકત બંને સૂરતોમાંથી કોઈ પણ એ'લાન થાય, તો બંને સૂરતોમાં ત્રીજી તકબીર પછી આપે "અલ્લાહુમ્મજ અલ્હા લના ફરતંવ........." વાળી દુઆ પઢવાની છે. (એટલે કે નાબાલિગ છોકરીવાળી દુઆ પઢવાની છે.)

الصَّلاةُ عَلَى الطِّفْلِ و الطِّفْلَة يَرْحَمُكُمُ اللّٰهُ

અસ્સલાતુ અલ ત્તિફલિ વત્તિફલતિ યરહમુકુમુ લ્લાહુ

اَلصَّلاةُ عَلَى الطِّفْلَيْنِ وَ

الطِّفْلَتَيْنِ يَرْحَمُكُمُ اللّٰهُ

અસ્સલાતુ અલ ત્તિફલયનિ વલ ત્તિફલતયનિ
યરહમુકુમુ લ્લાહ

ઉપરોકત બંને સૂરતોમાંથી કોઈ પણ એ'લાન થાય, તો આપે નાબાલિગ છોકરા અને નાબાલિગ છોકરી બંનેની દુઆઓ પઢવાની છે.

## જનાજાની નમાઝ પઢવાની રીત

સૌ પ્રથમ સફમાં ઉભા થઈ નિય્યત કરવી કે હું આ મય્યિતની મગફિરત માટે આ ઈમામના પાછળ, ચાર તકબીરોની સાથે નમાઝ પઢું છું, મ્હોં મારૂં કિબ્લહ ના સામે, અલ્લાહના વાસ્તે.

પછી જયારે ઈમામ સાહબ ''અલ્લાહુ અકબર'' કહે તો તમારે પણ અલ્લાહુ અકબર કહીને બંને હાથ તકબીરે તહરીમહના જેમ કાનો સુધી ઉઠાવી ''અલ્લાહુ અકબર'' કહી ડૂટીના નીચે બાંધી દેવા અને ''સુબ્હાનકલ્લાહુમ્મ'' (છેવટ સુધી) પઢવું.(યાદ રહે કે આ સના પઢવામાં, ''વતઆલા જદદુક'' પછી ''વજલ્લ સનાઉક''નો શબ્દ વધારવો.)

જયારે ઈમામ સાહબ બીજી તકબીર કહે તો તમારે પણ હાથ ઉઠાવ્યા વગર બીજીવાર ''અલ્લાહુ અકબર'' કહી, નમાઝના આખરી કાયદામાં પઢવામાં આવતું દુરૂદ શરીફ એટલે કે ''દુરૂદે ઈબ્રાહીમ'' પઢવું.

એવી જ રીતે જયારે ઈમામ સાહેબ ત્રીજીવાર તકબીર કહે તો હાથ ઉઠાવ્યા વગર તમારે પણ તકબીર કહેવું અને જે પ્રમાણેની મય્યિત હોય (એટલે કે બાલિગની, અથવા નાબાલિગ છોકરા, છોકરીની) એવી દુઆ પઢવી., જેની વિગત નીચે પ્રમાણે છે :

જો બાલિગ મર્દ અથવા ઓરતની મય્યિત હોય તો ત્રીજી તકબીર પછી આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ اغْفِرْ لِحَيِّنَا وَمَيِّتِنَا وَ
شَاهِدِنَا وَغَآئِبِنَا وَ صَغِيْرِنَا وَ كَ
وَ ذَكَرِنَا وَ اُنْثَانَا، اَللّٰهُمَّ مَنْ اَحْيَيْتَهٗ
مِنَّا فَاَحْيِهٖ عَلَى الْاِسْلَامِ وَمَنْ
تَوَفَّيْتَهٗ مِنَّا فَتَوَفَّهٗ عَلَى الْاِيْمَانِ۔

અલ્લા હુમ્મગ્ફિર લિહય્યિના વ મય્યિતિના વ શાહિદિના વ ગાઈબીના વ સગીરિના વ કબીરિના વ ઝકરિના વ ઉન્સાના અલ્લાહુમ્મ મન અહ્યયતહૂ મિન્ના ફઅહ્યિહી અલલ્ ઈસ્લામ વ મન તવફફયતહૂ મિન્ના ફતવફફહૂ અલલ ઈમાન.

( અય અલ્લાહ ! હમારા જીવંત લોકો માટે અને હમારા મૃત લોકો માટે અને હમારા હાજર લોકો માટે અને અમારા ગાયબ લોકો માટે અને હમારા નાનાઓ માટે અને હમારા મોટેરાઓ માટે મગફિરત ફરમાવો. અય અલ્લાહ ! જેઓને તમોં (હવે પછી) હમારામાંથી જીવતા રાખો તેઓને ઈસ્લામ પર જીવંત રાખો અને જેઓને અમારામાંથી તમો મવત આપો તેઓનો ઈમાન પર ખાતમો ફરમાવો.)

અને જો નાબાલિગ છોકરાની મય્યિત હોય તો ત્રીજી તકબીર પછી આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ اجْعَلْهُ لَنَا فَرَطاً وَّ اجْعَلْهُ لَنَآ اَجْراً وَّ ذُخْراً وَّ اجْعَلْهُ لَنَا شَافِعاً وَّمُشَفَّعاً

"અલ્લાહુમ્મજ અલ્હુ લના ફરતંવ વ જહઅલ્હૂ લના અજરંવ વ ઝુખરંવ વજ અલ્હૂ લના શાફિઅંવ વ મુશફફઆ."

( અય અલ્લાહ ! આ છોકરાને હમારા માટે આગળ જનાર બનાવો અને તેને અમારા માટે અજર અને જમા પૂંજી બનાવો અને તેને અમારા માટે સિફારિશ કરનાર અને સિફારિશ માન્ય રાખેલ બનાવો.)

અને જો નાબાલિગ છોકરીની મય્યિત હોય તો ત્રીજી તકબીર પછી આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ اجْعَلْهَا لَنَا فَرَطاً وَّ اجْعَلْهَا لَـنَآ اَجْراً وَّ ذُخْراً وَّ اجْعَلْهَا لَنَا شَافِعَةً وَّ مُشَفَّعَةً

" અલ્લાહુમ્મજ અલ્હા લના ફરતંવ વજ અલ્હા લના અજરંવ વ ઝુખરંવ વજ અલ્હા લના શાફિઅતંવ વ મુશફફઅહ."

( અય અલ્લાહ ! આ છોકરીને હમારા માટે આગળ જનાર બનાવો અને તેને અમારા માટે અજર અને જમા પૂંજી બનાવો. અને તેને અમારા માટે સિફારિશ કરનાર

અને સિફારિશ માન્ય રાખેલ બનાવો.)

પછી ઈમામ સાહબ ચોથીવાર "તકબીર" કહી સલામ ફેરવશે તો તમો પણ હાથ ઉઠાવ્યા વગર બંને તરફ સલામ ફેરવી આપો.

યાદ રાખો કે ચારેવ તકબીરો એટલે કે ચાર વખત તકબીર કહેવું ફર્ઝ છે, જો કોઈ એક તકબીર પણ છોડી આપશો એટલે કે તકબીર નહિ કહેશો તો નમાઝ થશે નહિ, માટે જો તમો એવા સમયે નમાઝમાં શામિલ થયા કે તમારા શામેલ થતા પહેલા અમુક તકબીરો થઈ ગઈ છે, તો સૌ પ્રથમ તો તમો હવે ઈમામની આગલી તકબીરની રાહ જુઓ અને ઈમામ તકબીર કહે એટલે તમો પણ તકબીર કહી નમાઝમાં શામિલ થઈ જાઓ અને આ તકબીર તમારા માટે તકબીરે તહરીમહ ગણવામાં આવશે, પછી જયારે ઈમામ સાહબ સલામ ફેરવે, તો તમો સલામ ના ફેરવો પણ પોતાની છુટેલી તકબીરો અદા કરીને પછી સલામ ફેરવો.

અને જો તમો એવા સમયે નમાઝમાં શરીક થઈ રહયા છો કે ઈમામ સાહબ ચોથી તકબીર કહી ચુકયા છે તો તમો જરા પણ રાહ જોયા વગર અલ્લાહુ અકબર કહી નમાઝમાં શરીક થઈ જાઓ અને ઈમામના સલામ ફેરવ્યા

પછી તમારી છુટી ગયેલી ત્રણેવ તકબીરો કહીને તમો પણ સલામ ફેરવી આપો.

## સલાતુત્તસ્બીહ એટલે કે દુઆએ મગફિરત

આ નમાઝ પઢવાથી બેહદ સવાબ મળે છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના કાકા હઝરત અબ્બાસ (રદિ.)ને આ નમાઝ શીખવાડી હતી અને ફરમાવ્યું હતું કે આ નમાઝ પઢવાથી તમારા આગલા–પાછલા, નવા–જૂના, નાના–મોટા બધા ગુનાહ માફ થઈ જશે. અને ફરમાવ્યું હતું કે જો બની શકે તો દરરોજ આ નમાઝ પઢો, રોજ બની ન શકે તો અઠવાડિયામાં એક વખત, અગર અઠવાડિયામાં ન બને તો વર્ષમાં એક વખત પઢો અને જો એ પણ ન થઈ શકે તો આખી ઉમરમાં એક વખત જરૂર પઢી લો.

સલાતુત્તસ્બીહમાં નીચેની તસ્બીહ પઢવામાં આવે છે :

سُبْحَانَ اللّٰهِ وَ الْحَمْدُ لِلّٰهِ وَ

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اللّٰهُ اَكْبَرْ

"સુબ્હાનલ્લાહિ વલ્ હમ્દુલિલ્લાહિ વલાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર"

એને આ રીતે પઢવામાં આવે છે કે સૌ પ્રથમ સલાતુત્તસ્બીહની નિય્યત કરો, તકબીરે તહરીમહ (અલ્લાહુ અકબર) કહી કોલ બાંધો, ત્યાર પછી સના પઢો,

| | | |
|---|---|---|
| સના પઢયા પછી | ઉપરોક તસ્બીહ | ૧૫ વખત |
| ફાતિહા અને સૂરત પછી | " | ૧૦ વખત |
| રૂકૂઅની તસ્બીહ પછી | " | ૧૦ વખત |
| રૂકૂઅથી ઉઠીને (કૌમામાં) | " | ૧૦ વખત |
| પહેલા સિજદહની તસ્બીહ પછી | " | ૧૦ વખત |
| બંને સિજદાઓ વચ્ચે (જલ્સામાં) | " | ૧૦ વખત |
| બીજા સિજદહની તસ્બીહ પછી | " | ૧૦ વખત |

આ રીતે એક રકા'તમાં કુલ ૭૫ વખત થશે, હવે બીજી રકા'તમાં આ પ્રમાણે પઢવામાં આવશે :

| | | |
|---|---|---|
| સૂરએ ફાતિહાથી પહેલા | ઉપરોક તસ્બીહ | ૧૫ વખત |
| કિર્અત પછી(રૂકૂઅ પહેલાં) | " | ૧૦ વખત |
| રૂકૂઅની તસ્બીહ પછી | " | ૧૦ વખત |
| રૂકૂઅથી ઉઠીને (કૌમામાં) | " | ૧૦ વખત |
| પહેલા સિજદહની તસ્બીહ પછી | " | ૧૦ વખત |
| બંને સિજદાઓ વચ્ચે (જલ્સામાં) | " | ૧૦ વખત |
| બીજા સિજદહની તસ્બીહ પછી | " | ૧૦ વખત |

આ જ રીતે ત્રીજી અને ચોથી રકા'તમાં પઢો, એટલે કે ચાર રકા'તોમાં થઈને કુલ ૩૦૦ વખત ઉપરોકત તસ્બીહ થશે.

ફકત વસ્સલામ

અહકર

મુહમ્મદ ઈકબાલ "ફલાહી" ખાનપૂરી

નાઝિમેઆ'લા : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

૧૦, રબીઉલ અવ્વલ, સન હિજરી ૧૪૨૨

મુતાબિક ૩, જુન સન ઈસ્વી, ૨૦01

રવીવાર

હજ્જકા સફર તુમ્હારા સદબાર હો મુબારક

જાનાભી મુબારક ,આનાભી હો મુબારક

અલ્લાહ તઆલા આપની હાજરી ને કબૂલ ફરમાવે, અને ભલાઈ તથા બરકતોથી નવાઝે, ઝિંનદગીનો રૂખ સહી થવાનો ઝરિયો બનાવે, દરેક મુસલમાનને તેના મુકદસ ઘરની અને રવઝએ અકદસની ઝિયારતથી માલામાલ ફરમાવે. આમીન

બિસ્મિહી તઆલા

# હાજીનો સાથી

—: સંપાદક :—

(મવ.) મુહમ્મદ ઈકબાલ 'ફલાહી' ખાનપૂરી (સા.)

## —: પ્રકાશક :—

## જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

જિ. ભરૂચ, (ગુજરાત, ઈન્ડિયા) પીન : ૩૯૨૧૫૦

☎ (૦૨૬૪૪) ૨૦૨૮૬/ ૨૦૭૮૬

| કિતાબનું નામ | હાજીનો સાથી |
|---|---|
| સંપાદક | મવ. મુહમ્મદ ઈકબાલ 'ફલાહી સા. |
| આવૃતિ | બીજી |
| પ્રત | ૧૧૦૦ |
| પ્રકાશન વર્ષ | હિ.સન ૧૪૨૨ / ઈ.સન ૨001 |
| ટાઈપ સેટીંગ | મવ. મુહમ્મદ ઈકબાલ 'ફલાહી' સા. |

સુપ્રસિધ્ધ ઈસ્લામી આર્ટના અનુભવી, ફનઆર્ટ કન્સલ્ટન્ટના માલિક અને વડોદરાના રહેવાસી મુહતરમ જનાબ હાજી રફીક ભાઈ સાહેબે તથા હજીયાણી ફરીદા બહેન સાહિબાએ આ કિતાબ સ્વખર્ચે છપાવી મુસ્લિમ સમાજની દીની સાહિત્યક્ષેત્રે અનુકરણીય સેવા ફરમાવી છે. હકતઆલા એમની સેવાને સ્વીકૃતિનું બહુમાન અર્પણ ફરમાવે અને દારૈનમાં પોતાની શા'નને અનુરૂપ ઉત્તમોત્તમ બદલો અર્પે. આમીન

વાંચકગણથી એમના હકમાં દુઆ ગુજારવા વિનંતી છે.

# હાજીનો સાથી

لَبَّیْکَ اَللّٰھُمَّ لَبَّیْکَ

لَبَّیْکَ لَا شَرِیْکَ لَکَ لَبَّیْکَ

اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَکَ وَالْمُلْکَ

لَا شَرِیْکَ لَکَ

## લબ્બયક્,અલ્લાહુમ્મ લબ્બયક્ લબ્બયક્ લા શરીક લક લબ્બયક્ ઈન્નલ્ હમ્દ વ ન્નિઅમત લક વલ મુલ્ક લા શરીક લક

**હું હાજર છું,અય અલ્લાહ હું હાજર છું,
હું હાજર છું,તમારો કોઈ ભાગીદાર નથી,હું હાજર છું,
બધા વખાણ અને નેઅ્મતો તમારા માટે છે,અને મુલ્ક પણ ,
તમારો કોઈ ભાગીદાર નથી.**

## નમ્ર અપીલ

આ નવોદિત દીની સંસ્થામાં અત્યારે પાંચસો(૫૦૦) બાળકો તાલીમ લઈ રહયા છે, જેમાં મુખ્યત્વે એવા ગરીબ અને પછાત ગામડાઓના બાળકો છે, જયાં દીની તાલીમની યોગ્ય વ્યવસ્થા નથી અને જયાં મુસ્લિમોની આબાદી નહિવત્ છે. આ ભૂલકાઓમાં કેટલાક નિરાધાર છે તો કેટલાક યતીમ છે. જેમના ખાવા, પીવા, રહેવા, સૂવા, દવા– કપડાં વગેરેનો ખર્ચ જામિઅહ

ઉઠાવે છે.

આપની આ સંસ્થામાં દીનની પ્રાથમિક તા'લીમ, હિફ્ઝે કુર્આન અને ફારસી તેમજ અરબીની તા'લીમ આપવામાં આવે છે. આવશ્યક દુન્યવી તા'લીમનો પણ પ્રબંધ કરવામાં આવ્યો છે.

જામિઅહ સંચાલિત હાઈસ્કૂલમાં એસ.એસ.સી. સુધીના વર્ગો ચાલે છે.તેમજ સમાજની ગરીબી અને નવયુવાનોની બેકારીને ધ્યાનમાં લઈ રોજગારલક્ષી ટેકનિકલ તા'લીમ જેમકે, ડીઝલ મિકેનિક,મોટર મિકેનિક, કોમ્પ્યુટર, ઈન્ફોર્મેશન ટેકનોલોજી, ઈલેકટ્રીશન તેમજ ઈલેકટ્રોનિકના વર્ગો પણ શરૂ કરવામાં આવ્યાં છે.

મુસ્લિમ કોમની આ ઊગતી કૂંપણોને સુંદર આકાર અને વળાંક આપવા માટે જામિઅહને દરેક પ્રકારે મદદરૂપ થવા સમગ્ર મુસ્લિમ બિરાદરોને અમારી નમ્ર અપીલ અને વિનંતી છે.

ફકત વસ્સલામ

(હઝ.મવ.મુફતી) અહમદ યાકૂબ દેવલ્વી (સા.)

મુહતમિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

*આજ બયતુલ્લાહ છે, જેના તરફ હજારો માઈલ દૂરથી તમો નમાઝ પઢતા રહયા છો અને જેના તરફ નમાઝમાં મોઢું કરવું ફર્ઝ છે, જુઓ તો ખરા! આજે આપણી નજરો સામે છે, આપણા અને તેના દરમિયાન થોડાકજ મીટરોનું અંતર છે, આપણે તેના ગિલાફને પકડી*

શકીએ છીએં અને આંખોથી લગાવી શકીએ છીએ, એની દીવાલોને વળગી શકીએ છીએ, ઝિંદગીભર મોટી મોટી ઈમારતો ઘણી જોઈ, અને બેહતરીન બંગલાઓ જોયા, પણ આ એક સાદા, ચોખંડા ઘરમાં, અલ્લાહ જાણે શું હુસ્ન, ખૂબસૂરતી તથા દિલકશી છે, કે આંખોમાં વસતું જ જાય છે! અને દિલમાં ઉતરતું જ જાય છે! કોઈ રીતે નઝરમા સમાતુ નથી, બસ દિલ ચાહે છે, કે જોતા જ રહીએં, એને જોવું દિલની ખૂશી, આંખોનું નૂર, રૂહની ગિઝા, અને નઝરની ઈબાદત છે, દિલની અશુધ્ધિ એનાથી દૂર થાય છે, દિમાગની થકાવટ દૂર થાય છે, અલ્લાહ તઆલાએ અજીબો ગરીબ નેઅમત અતા ફરમાવી છે, તમો આ બધું સ્વપ્ન ના સમજતા! અને ઝિંદગીની આ સૌથી બા બરકત ઘડીઓ ગફલતમાં ના ગુજારતા! માંગો ખૂબ માંગો, આપનારાએ ખૂદ આપવાનો વાયદો કર્યો છે.